# પ્રસ્તાવના

રામાયણમાં યુદ્ધ પહેલાં સમાધાનના છેલ્લા પ્રયાસ તરીકે રામ એક સામાન્ય વાનર 'અંગદ' ને રાવણ પાસે મોકલે છે. રાવણ ઠેકડી ઉડાડે છે. ત્યારે 'અંગદ' રાવણને ચેલેન્જ આપે છે કે કોઈ દરબારી કે રાવણ તેનો પગ ખસેડી દે તો રાવણ જીતશે ચેલેન્જને પરીપૂર્ણ કરવા સામા પક્ષના તમામ પ્રયત્નો નિષ્ફળ નિવડેલ. ત્યારે 'અંગદ' કહે છે હું તો જુનિયર છું. મારાથી ઘણા પ્રતિભાવંત, રામ સેનામાં છે. રામને જીત મળશે જ તેવી પ્રતિતિ કરાવે છે. રાવણ તથા તેના દરબારીઓએ 'અંગદ'ની હાંસી ઉડાડવામાં કંઈ બાકી ન છોડયું.

આ પ્રસંગ પણ તેનો ઈશારો છે કે પ્રતિભા શાળીઓ "અંગદના પગ" જેવા છે. સામાન્ય માણસો તેને હટાવવા હરાવવા હેરાન કરવાના ખૂબજ પ્રયાસો કરે છે. બાહ્ય રીતે તેઓ કદાચ સફળ થાય છે. સત્તાઓથી દૂર રાખે છે અને અંતરાયો ઉભા કરી કામ કરવા ન દે યા દૂર રાખે, સામાન્ય રીતે દેખાય છે કે પ્રતિભાશાળીઓ ને નુકશાન પહોંચે છે પણ પ્રતિભાશાળીની પ્રતિભામાં આનાથી અંશ માત્ર ફર્ક પડતો નથી. બાહ્ય હલચલ તેમને જરા પણ વિચલીત નથી કરી શકતી. અપમાન, અસહકાર, હંગામા દેખાવો વગેરે તેને મૂઝવી શકતા નથી. કારણ કે તેઓ આંતરીક રીતે સ્થિર છે. પ્રતિભા સ્વયંભૂ છે. સ્વયં આધારીત છે. સ્વ સંચાલિત છે તે પરાવલંબી નથી. બાહ્ય બનાવો તેને કદી અસર કરતા નથી. તેનો આનંદ જ એવો છે કે તેમને સતત કૃતકૃત્ય રાખે છે. "અંગદના પગ" જેમ તેમની પ્રતિભા અડગ જ રહે છે.

પૂ.સ્વ. દામુભાઈના જીવન દરમ્યાન આવું જ કંઈક બન્યુ. તે સૌ જ્ઞાતિજનોને ખ્યાલ આવે તે માટે આ **એક સમર્પિત જીવન પુસ્તિકા** પ્રગટ કરવાનું તેમના પરિવારજનો ને સૂઝયું અને તેમનું જે એક પ્રચંડ સ્વપ્ન હતું તે તેમની હયાતી દરમ્યાન મોજાં સ્વરૂપે ઉછળ્યું, અને

તે અમદાવાદમાં વિદ્યાર્થી હોસ્ટેલનું નિર્માણ થયું, જે પ્રારંભ થયો તે પૂર્ણ તેમનો પરિવાર અને સહયોગી મિત્રો કરશે તેવી શ્રદ્ધા હતી તે સિદ્ધ થઈ. તેમની હાજરીમાં જ તેનું નામકરણ થયું. કમ-નસીબે જ્યારે તેનું વિધિવત લોકાર્પણ થઈ રહયું છે ત્યારે પૂ. દામુભાઈ આપણી વચ્ચે નથી તેનો રંજ અનુભવાયા વગર રહેતો નથી.

આજે આપ સૌના હસ્ત કમળોમાં પ્રસ્તુત કરતાં ગૌરવ અનુભવી રહયા છીએ. આ પુસ્તકમાં તેમના પરિવારની વેદના છે. પરિવારના મોભીની ગેરહાજરી કઠે એ સ્વાભાવિક છે પરંતુ તેમનું સ્વપ્ન સિદ્ધ થવાનો આનંદ છે અને ગૌરવ છે. સૂર્ય ઊગે છે. ત્યારે તામ્ર પરંતુ ધીમે ધીમે તેજ કિરણો તેજસ્વી બને છે તેવી રીતે પૂ. દામુભાઈમાં રહેલી તેજસ્વિતાનું દર્શન યુવાન વયથી જ થતું હતું. તેનામાં તમામ સંસ્કારો તેમના પિતાજી સ્વ. દેવશીબાપા ગોગારી (પાટીદાર સમાજનું પ્રચંડ વ્યક્તિત્વ) પાસેથી મળેલ. પરંતુ શિક્ષણ અને આરોગ્ય તેમનો જીવન મંત્ર બની ગયો હતો. સમાજ સર્વાંગી વિકાસ કરે અને તેમાં શિક્ષણ દ્વારા જ ક્રાંતિ પ્રસ્થાપિત થશે તેવું સ્પષ્ટ તેઓ માનતા હતા. આ અગાઉ જીવન અને સમાજમાં નીતિ પૂર્ણ આર્થિક સદ્ધરતા હશે તો સરળતાથી બીજુ મળી જશે તે વાત આ પુસ્તકમાં દર્શાવી છે.

સમાજમાં ક્રાંતિ લાવવા પ્રથમ તેમણે પોતાના પરિવાર પર પ્રયોગ કર્યા. શિક્ષણ જીવનમંત્ર હતો. સૌને ઉચ્ચ શિક્ષિત બનાવ્યા. ઉદ્યોગ – ધંધા વ્યવસાય ક્ષેત્રે ભારતમાં જુદા જુદા સ્થળે ધામા નાખી અનુભવોનું ભાથું મેળવ્યું. સતત વ્યસ્ત અને સંઘર્ષ કરી ઝઝૂમ્યા, ધીમે ધીમે તેમણે પ્રવૃત્તિઓનો વ્યાપ વધારવા પોતાની કર્મભૂમિથી જ કર્યો.

નવા વ્યવસાયો પોતે શરૂ કર્યા. જ્ઞાતિનો મુખ્ય વ્યવસાય લાકડાનો-તે ઇન્ડસ્ટ્રીઝમાં પૂરક મશીનો બનાવ્યા. વિદેશી લાકડાની આયાત કરી દક્ષિણ ગુજરાત અને ઇન્દૌર (મધ્ય પ્રદેશ) ખાતે સાગવાનના લાકડાના વેપાર કર્યા, શિક્ષણ ક્ષેત્રે સફળ શૈક્ષણિક

સંકુલ નિર્માણ, આમ બધામાં અર્થતંત્ર સહયોગી હોવાનું જરૂરી જણાતાં ચાલુ બેંકની સાથે જેનું તમામ સંચાલિત પોતાના સહયોગીના હસ્તે રહે તેવું કર્યું. કચ્છમાં ટ્રકના ધંધા ખીલ્યા – મજૂરી કરનારને કોણ લોન આપે? તો તેમાં પણ પૂ. દામુભાઇનો સફળ સહયોગ જીવન પર્યંત રહ્યો સમગ્ર સમાજ વિકાસ પંથે આગળ વધે તે માટે ઉચ્ચ શિક્ષણ જીવન મંત્ર રહ્યો અને આવા તામામ અભ્યાસ ક્રમો અમદાવાદમાં જ પ્રાપ્ય હતા. રહેવા માટે પ્રતિભાવંત વિદ્યાર્થીઓને સરકારી હોસ્ટેલ મળતી પરંતુ સામાન્ય વર્ગના વિદ્યાર્થીઓનું શું? તે માટે વિદ્યાર્થી હોસ્ટેલ અને માંદગી વખતે સારવાર માટે હોસ્પિટલમાં આવતા દર્દીઓ તથા તેના સહયોગીઓ સારવાર માટે આવે ત્યારે ઉપયોગી થવા માટે તેમનો "શિક્ષણ અને સ્વાસ્થ્ય" જીવનમંત્ર રહ્યો જે આજે સાકાર થયો છે. અને તેમના પરિવારજનો સાથે મિત્રોએ તેમના અધૂરા કાર્યને પરિપૂર્ણ કરવા સહયોગી તરીકે ખડે પગે ઉભા છે તે અભિનંદનને પાત્ર છે.

આ પ્રસ્તાવના લખવાનો મને મોકો આપવામાં આવ્યો તે મારા માટે ગૌરવ સમાન છે.હું પોતે જ્યારથી કોલેજમાં હતો ત્યારે તેમના પરિચયમાં આવ્યો અને મારામાં સ્ફૂર્તિ આપનાર વડીલ દામુભાઇ જ હતા. પાટીદાર સંદેશમાં જાહેરાત લેવા સતત દબાણ લાવતા અને પોતે પોતાની પેઢીની જા X ખ સૌ પ્રથમ આપવામાં અગ્રેસર રહ્યા અને પ્રેરક તથા પ્રોત્સાહક બળ પૂરૂ પાડ્યુ અને જીવન પર્યંત તેમની હૂંફ મળતી રહી અને તેમના સ્વપ્ના સાથે હું સંપર્કમાં રહ્યો તેનો મને આનંદ છે.

સત્યનું તત્ત્વ તેમના લોહીમાં વહેતું હતું. સાચું લાગે તેને ગમે તેટલાં કષ્ટો પડે તો પણ અપનાવતા ડગતા નહીં. આવા દ્રઢ, અડગ મનોબળ ધરાવતા હતા. એક મિનિટ પણ નવરા ન બેસવું અને સમાજ સેવાનાં કાર્યો કરવા સતત વ્યસ્ત રહેતા અને સ્વાસ્થ્ય સેવા તથા શિક્ષણના કાર્યોમાં ખૂંપી જતા, સમાજને કનડતી કુદરતી કે

માનવસર્જીત આફતો જેવી કે દૂષ્કાળ, અતિવૃષ્ટિ, ધરતીકંપ વગેરે વખતે પોતાનાં કાર્યો છોડીને જાનનું જોખમ વહોરીને સમાજના લોકોની પડખે પહોંચી જતા, અને વાત્સલ્ય ભાવથી એમની સેવા કરતા, એમના દિલમાં રૂંવાડે, રૂંવાડે એક જ લગન રહેતી કે કેમ કરીને આ સમાજના લોકો સુખી, સમૃદ્ધ અને આબાદ બને. શોષણ, અંધશ્રધ્ધા અટકે અને નાબૂદ થાય તે માટે દુ:ખો સહન કરવા સદાય તૈયાર રહેતા. આધારશીલાની જેમ પાયાના પથ્થર બનતા અને હિમશીલા જેમ જીવન ગહન હતું.

આવું અનોખું વ્યક્તિત્વ ધરાવતી વ્યક્તિને સમાજની સામાન્ય સભામાં તેમની પ્રવૃતિઓ વિશે શંકાઓ, કુશંકાઓ વ્યક્ત કરી જાહેરમાં અપમાનિત કરવામાં આવ્યા. અરે તે કરૂણ ઘટના અગાઉ તેઓ સર્વોચ્ચ સમિતિ જેને સમાજના કર્ણધારો ચૂંટવા-પસંદ કરવા માટે એક સમિતિમાં નિયુક્ત કરાયા અને તે ઘટના પછી તરતજ તેમના પર અનેક લોકોએ માછલાં ધોયાં એ પ્રસંગ ક્યારેય વિસારે પડે તેમ નથી. આ ઘટનાથી તેમના પરિવારજનો વ્યથિત થયા અને તેમની વ્યથા-કથા એક પત્ર દ્વારા તમામ હોદ્દેદારો ઝોનના પ્રમુખો-મંત્રીઓ અને તમામ કારોબારી સભ્યોને રજીસ્ટર્ડ પત્રથી મોકલેલ અને ત્યારબાદ સ્મૃતિપત્રો પણ પાઠવેલ તેમ છતાં સમગ્ર સમાજમાંથી પૂ. સ્વ. દામુભાઇના પરિવારજનોને સાંત્વના પાઠવવા માટે બે શબ્દોથી પત્રો પણ ન લખ્યા જે પત્રોની કોપીઓ આ પુસ્તીકા માં પ્રગટ કરવામાં આવેલ છે. તેનાથી સૌને ખ્યાલ આવશે - કે આવી કરૂણ ઘટના આ વિરલ વ્યક્તિત્વને નડી તો પણ સામાન્ય વ્યક્તિને શું સહન કરવાનો વારો આવશે નહિ ?

આજના ઐતિહાસિક પ્રસંગે વિદ્યાર્થી હોસ્ટેલના લોકાપર્ણ સમયે આ પ્રગટ કરવાનું નક્કી કર્યું છે. ત્યારે મારી આ પ્રસંગે એટલી અપેક્ષા છે કે ભવિષ્યમાં આવી ઘટના ન બને તેની નોંધ

લેવાવી જરૂરી સમજુ છું. કારણ કે સામાજીક કાર્યો કે આર્થિક યોગદાન આપનારના આવા હાલ થાય તો સામાન્ય માણસનું શું થશે? તેવું સમજી સામાજીક કાર્યો કરવા કોઇ આગળ આવતાં હજારવાર વિચાર કરશે તેવું મારૂ માનવું છે.

અસ્તુ, આભાર,



આપનો સહૃદયી,
કરમશી એન. પટેલ (એડવોકેટ)
તંત્રી પાટીદાર સંદેશ – ભૂજ

સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશન-અમદાવાદ. આ સંસ્થાના આદ્યસ્થાપક અને પ્રેરણામૂર્તિ પૂ. સ્વ. દામુભાઈ દેવશીભાઈ ગોગારીનો જન્મ સમાજના એક સામાન્ય ખેડૂત પરિવારમાં તા. ૨૨-૦૬-૧૯૪૬ના થયેલ પ્રથમથીજ તિક્ષ્ણ બુદ્ધી પ્રતિભા અને લીડરશીપના ગુણો તેમને તેમના પિતાજી દેવશીભાઈ રામજીભાઈ ગોગારીથી કુદરતી રીતેજ સંપ્પન હતા.

## એક નજર ભવ્ય વારસા તરફ

પૂ. દામુભાઈના પિતાજી (દેવશીભાઈ) દ્વારા વેરવિખેર અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને સંગઠીત કરવાના ભગીરથ પ્રયત્નો થકી પ.પૂ. ઓધવરામજી મહારાજના સાનિધ્યમાં સાબરકાંઠા જીલ્લાના હિરાપુરકંપા ગામે સંવત ૧૯૫૪-૫૫માં જ્ઞાતિના પ્રથમ અધિવેશનનું આયોજન કર્યું તેઓ પ.પૂ. ઓધવરામજી મહારાજના ખૂબજ પ્રિતિપાત્ર હતા. આ સમગ્ર સમારંભ (અધિવેશન)નું સંચાલન શ્રી દેવશી રામજી ગોગારીએ સફળતા પૂર્વક સંભાળ્યું. આ અધિવેશનના ફળ સ્વરૂપ અત્રે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજનું અન ઔપચારીક રીતે ગઠન થયું - તેમાં તેઓ મંત્રી પદે હતા. આપણા સમાજમાં શૈક્ષણિક જાગૃત્તિ લાવવાના આશયથી પૂ. મહારાજ શ્રીના આશિર્વાદ સાથે કચ્છ કડવા પાટીદાર સમાજનું

**કચ્છી પાટીદારોનું પ્રથમ છાત્રાલય**



સૌ પ્રથમ છાત્રાલય ધનસુરા (સા.કાં.) શરૂ કરવામાં આવ્યું અને આ છાત્રાલયના ગૃહમંત્રી તરીકેની જવાબદારીઓ પણ તેઓ એ જ નિભાવી. આ ગાળા દરમ્યાન સમાજને એક સુત્રે બાંધવાના આશયથી "જાગૃતિ" નામનું મુખપત્ર તેમના તંત્રી સ્થાનેથી તે સ્થાનેથી જ શરૂ કર્યુ - વધુમાં સમાજના જ્ઞાતિ જનોની ધાર્મિક આસ્થાના કેન્દ્ર સમા હરીદ્વાર ખાતે શ્રી કચ્છી લાલ રામેશ્વર આશ્રમના સ્થાપક પૈકીના તેઓ એક સક્રિય ભેખધારી હતા - એટલુંજ નહીં પણ પ.પૂ. ઓધવરામજી મહારાજશ્રીના સ્વર્ગવાસ પછી પૂ. મહારાજશ્રીએ ૧૯૫૭ની સાલમાં આશ્રમના સંચાલન અંગે બનાવેલ વીલમાં પણ દેવશી રામજી ગોગારીને વિશિષ્ટ જવાબદારીઓ સોંપેલ હતી.

આવો ભવ્ય અને કિર્તિમાન સામાજીક સેવાનો વારસો પૂ. દામુભાઈ ગોગારીને કુદરતી રીતેજ પ્રાપ્ત હતો. તેઓના લગ્ન શ્રીમતી નિતાબેન સાથે થતાં સામાજીક જીવનની શરૂઆત થઈ. ૧૯૬૨માં નરોડા (અમદાવાદ)થી આ વર્ષોમાં અહીંની જનસંખ્યા ફક્ત (પિસ્તાલીસ) વ્યક્તિઓની જ હતી. તેમના સક્રિય પ્રયત્નો થકી શ્રી કચ્છ કડવા પટેલ સમાજ નરોડાની સ્થાપના કરી અને મૃત્યુ પર્યન્ત ખૂબજ સક્રિય રહી. સામાજીક એક્તા સંવાદિતા અને ભાઈચારાના નમુના રૂપ સમાજનું નિર્માણ કર્યું. આજે આ સમાજની જનસંખ્યા ૨૨૦૦ વ્યક્તિની વિશાળ સમાજ છે. શ્રી કચ્છ કડવા પટેલ સમાજ નરોડાની વિશેષતાઓ છે કે સમગ્ર કચ્છ પંથકના લગભગ ૧૩૨ ગામોના તેમજ આપણા સમાજની સર્વે માન્ય પેટાજ્ઞાતિઓ (નુખો)ના ભાઈઓ આ સમાજના છત્ર નીચે છે. વધુમાં વેપાર, ઉદ્યોગ, પ્રાઈવેટ, સરકારી-સહકારી, શૈક્ષણિક સંસ્થાઓમાં નોકરીઓ કરતા તેમજ લેબર કામથી લીમીટેડ કું. ના માલીકો અને લગભગ દરેક પ્રકારના પ્રોફેશનલ (ડોક્ટર, સી.એ. વકીલ, શૈક્ષણિક સંસ્થાઓના શિક્ષક તેમજ સંચાલક) પણ આ સમાજના સભ્યો છે. અહીં કચ્છ-કંપા, દેશ-પરદેશ, એક મેકમાં હળીમળી ગયેલ છે. કોઈ પ્રકારનો વાદ-વિવાદ વિરોધ ક્યાંય સામાજીક સ્તરે નથી. સંપૂર્ણ સંવાદિતાથી આ સમાજ સુદ્રઢ છે. એજ પૂ. દામુભાઈ ડી. ગોગારીની સામાજીક કોઠા સુઝ અને કાબેલીયત નો ઉત્કૃષ્ઠ નમુનો છે. તેઓ જ્યાં સુધી આ સમાજના

પ્રમુખ પદે રહ્યા ત્યાં સુધી નરોડા સમાજ ભારતભરના સમાજોમાં નમુના રૂપ સમાજ હતો.

વળી તેઓ માનતાં કે આર્થિક સદ્ધરતા વગર સમાજ વિકાસ ન કરી શકે... આ આશય થી જ અમદાવાદ પૂર્વ નરોડા, વિસ્તારની "ધી યુનિયન કો.ઓપ.બેંક લી."ના મેનેજમેન્ટમાં તેઓએ ૧૯૮૧ની સાલમાં પદાર્પણ કર્યું. આ વખતે બેંકની કુલ ડીપોઝીટ ૫૫(પંચાવન) લાખ જ હતી આ બેંકના માધ્યમથી આપણા સમાજનાં જરૂરીયાત મંદ નાના-મોટા, ધંધા-વેપાર, ઉદ્યોગો કરતા ભાઈઓને આર્થિક મદદ પુરી પાડી. સાથે સાથે આગવી આવડતથી બેંકના મેનેજમેન્ટમાં આપણા સમાજનાં યોગ્ય ભાઈઓને ડીરેકટર પદે સમાવતા ગયાં. વ્યાપક સમાજનું હિતધ્યાને રાખી રીઝર્વબેંક રજીસ્ટ્રાર તેમજ અન્ય સરકારી ખાતાઓ માં સમયાંતરે યોગ્ય રજુઆતો કરી. બેંકનું કાર્યક્ષેત્ર સમગ્ર ગુજરાત રાજ્ય કરાવ્યું. આપણા સમાજના ભાઈઓના વિકાસ સાથે સાથે બેંકનો વિકાસ પણ થતો ગયો. ૧૯૮૧ના વર્ષમાં આ બેંક એક ભાડાના મકાનમાં ચાલતી હતી. અત્યારે આ બેંક નું પોતાની માલીકીનું સહકારી ક્ષેત્રે નમુનારૂપ ગણી શકાય તેવું સંપૂર્ણ સુવિધા યુક્ત, અદ્યતન બિલ્ડીંગ ધરાવે છે. બેંકના ૧૧ (અગીયાર) ડાયરેક્ટર્સ પૈકી આજે આ બેંકના ૭ (સાત) ડાયરેક્ટર્સ આપણી જ્ઞાતિના ભાઈઓ છે. વધુમાં બેંકમાં જ્યારે જ્યારે સ્ટાફની જરૂરીયાત ઉભી થઈ ત્યારે આપણા જ સમાજના જરૂરીયાત વાળા યોગ્ય યુવાનોની નિમણુક કરી અને બેંકના વહીવટમાં સમાવેશ કર્યો. આજે આ બેંકના કુલ સ્ટાફ મેમ્બર્સ ના ૩૦% ઓફિસર્સ આપણી જ્ઞાતિના યુવાનો છે. આમ સામાજીક કાર્યો કરવા સત્તા અને શિક્ષણનો સમન્વય એ તેમની વિશેષતા રહી છે. સમાજના વિકાસની સાથેસાથે બેંકનો વ્યાપ અને વિકાસ પણ ખૂબ ફુલ્યો ફાલ્યો અમદાવાદ વિસ્તારની એક પ્રતિષ્ઠીત કો.ઓ.બેંકમાં આ યુનિયન બેંકની ગણતરી થાય છે. બેંકની શાખ વધવાના કારણે આજે આ બેંક ૨૨૫ કરોડ રૂપિયાની ડીપોઝીટ ધરાવે છે. સહકારી બેંક ક્ષેત્રથી તેમણે સંસ્થાની સાથે સાથે સમાજ સેવાનું ઉત્કૃષ્ટ કાર્ય કર્યું. તેઓ એમ કહેતા કે મારી સમાજ સેવાની વ્યાખ્યા સમાજની આર્થિક ઉન્નતિ અને શિક્ષણના પ્રોત્સાહન

માટે સમાજના શિક્ષિત યુવાનોને રોજગારીની તકો પુરી પાડવી અને ઉદ્યોગ સાહસિકોને આર્થિક પુરકબળ પુરુ પાડવું. આ કથન ને સાર્થક "ધી યુનિયન કો ઓપ. બેંક લી., અમદાવાદ." એ દામુભાઈના કુશળ નેતૃત્વ અને વહીવટીય કુનેહનું ઉત્તમ ઉદાહરણ છે. શરૂઆતથી અંત સુધી તેઓએ આ બેંકના મેનેજીંગ ડીરેક્ટર તરીકેની સત્તાઓ ભોગવી, કુશળતાથી વહીવટ ચલાવ્યો.

## સૌના દુઃખે દુઃખી

મોરબી મચ્છુ ડેમ હોનારત તેમજ ૨૦૦૧ની સાલમાં કચ્છમાં આવેલા ભૂકંપે આપણા સમાજને હચમચાવી નાંખ્યો ત્યારે પૂ. દામુભાઈ ગોગારી શ્રી કચ્છ કડવા પટેલ સમાજ નરોડા ની ટીમ લઈ તા. ૨૮મી જાન્યુ થી દુધઈ-ધમડકા મૂકામે સેવાયજ્ઞ આદરેલો-સમાજના નાના-મોટા સૌને આ કાર્યમાં જોડી લગભગ દોઢ માસ સુધી લોક સેવાનો અલખ જગાડેલો જેની ગુજરાત સરકારે પણ નોંધ લીધેલ.

## શિક્ષણની ભુખ

પરીવારની પરિસ્થિતીને અનુરૂપ પોતે ફક્ત એસ.એસ.સી. સુધીજ અભ્યાસ કરી શક્યા. પણ તેમણે તેમના બન્ને નાના ભાઈઓ ને ભણાવી ગણાવી ડોક્ટર બનાવ્યા અને પરિવારમાં બધા દિકરા-દિકરીઓ ગ્રેજ્યુએટ તો થાય જ એવો તેમનો મનસુબો હતો. સમાજના નાનામાં નાના માણસોની વેદના સમજવામાં તેઓની અદ્દભુત સુઝ-બુઝ હતી. શિક્ષણથી જ સમાજોન્નતિ થઈ શકે તેમ તેઓ માનતા. તેથી જ તો યોગ્ય બુદ્ધીપ્રતિભા ધરાવતા યુવાનો અને સમાજ ના ભાઈઓ અને સાથી મિત્રોના સહયોગથી "આધારશિલા શિક્ષણ સંકુલ"ની સ્થાપના એ તેમનું જ સ્વપ્ન છે. આ સંસ્થામાં ગુજરાત રાજ્ય પ્રાથમિક શાળાથી ગુ.રાજ. માધ્યમિક અને ઉચ્ચતર માધ્યમિક બોર્ડની ગુજરાતી અને અંગ્રેજી માધ્યમની શાળાઓ ચાલે છે. વિશેષમાં છેલ્લા કેટલાક વર્ષથી સી.બી.એસ.ઈ. (દિલ્હી) બોર્ડની શાળા છે. આ સમગ્ર સંકુલમાં કે.જી. થી ધો. ૧૨ સાયન્સ - કોમર્સ પ્રવાહોનો અભ્યાસ ચાલે છે. ગુજરાત રાજયમાં ઉપલબ્ધ શાળાકિય

અભ્યાસક્રમ સંપૂર્ણ પણે "આધારશિલા સંકુલ" ધરાવે છે. તેથી જ તો "આધારશિલા કમ્પલીટ સ્કૂલ" બની રહી છે. આ સંસ્થામાં ૨૧૦૦ (બે હજાર એકસો) વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે અને ૩૩૦ વ્યક્તિઓનો સ્ટાફ અને પોતાની માલીકીની ૪૨ (બેતાલીસ) સ્કૂલબસો ધરાવે છે. શિક્ષણ જગતમાં નવી ભાત. **No School Bag, No Tution, No Lunchbox, No Home Work** પાડતી બેનમૂન સંસ્થા પૂ. દામુભાઈનું જ સ્વપ્ન છે.

## વેપાર-ઉદ્યોગ ક્ષેત્રે

લાકડાંના વ્યવસાયથી શરૂ કરેલ કારકિર્દી ડાંગ જીલ્લાના જંગલોથી લઈ ટીમ્બર ઈમ્પોર્ટ કરવા સુધી ની રહી. એન્જીનીયરીંગ ઈન્ડસ્ટ્રીઝમાં તેમનું પદાર્પણ બેન્ડસો બ્લેડ શાર્પનિંગ મશીનથી લઈ લીફ્ટની ગાઈડરેઈલ બનાવવા સુધી પહોંચ્યું. મીનરલ્સ ઈન્ડસ્ટ્રીઝમાં પણ "સાબર મિનરલ્સ" તેમનું સફળ સોપાન રહ્યું. બાંધકામ અને કન્સ્ટ્રકશનના વ્યવસાયમાં મોડાસા શહેરમાં પ્રથમ શોપીંગ સેન્ટર "ઉપાસના" બનાવવાનો યશ એમના ફાળે છે. સૌથી વિશિષ્ટ કહી શકાય તેવું દુર્ગમ સાહસ તેમણે વાત્રક નદીના કિનારે ઉત્કંઠેશ્વર મહાદેવ પાસેના પુનાદરા ગામે "નંદનબાગ વાત્રિકા" નામે સ્વતંત્ર બંગલા, રીસોર્ટ, અદ્યતન કબલ હાઉસ અને નેચરોપથી ઉપચાર ધરાવતી "જંગલમાં મંગલ" ઉક્તીને સાર્થક કરતી કુદરતના સાનિધ્યમાં ભવ્ય રેસીડેન્સીયલ સ્કીમ બનાવી.

## શિક્ષણ અને આરોગ્ય

તેમના બન્ને નાના ભાઈઓ ડૉ. દલપતભાઈ અને ડૉ. ગોવિંદભાઈ વર્ષોથી વડીલભાઈની છત્ર છાયામાં આપણા સમાજના ભાઈઓને આરોગ્ય ક્ષેત્રે યોગ્ય માર્ગદર્શક અને સહકાર આપી રહેલા જ હતા અને હવે જ્યારે અમદાવાદ શિક્ષણનું તેમજ આરોગ્યનું કેન્દ્ર સમુ બન્યું છે, ત્યારે આપણા સમાજના વિદ્યાર્થીઓના ઉજ્જવલ ભવિષ્ય અંગે અને આરોગ્ય કાર્ય અમદાવાદ આવતા સમાજજનો માટે અમદાવાદ ખાતે આવા ભવનનું નિર્માણ કરવું એવું એમનું સમાજસેવાનું લક્ષ રહ્યું હતું.

અખીલ ભારતીય ક.ક. પાટીદાર સમાજના અમદાવાદ ઝોન પ્રમુખનો કાર્યભાર સંભાળતાની સાથે "આધારશિલા શિક્ષણ સંકુલ"માં યોજાયેલ નવીન કારોબારી ની સભામાં તેની વિધીવત રીતે રજુઆત કરી.અ.ભા.ક.ક.પા.સમાજની અનુમતિ મેળવી અમદાવાદ ખાતે વિદ્યાર્થીભવન બનાવવા અભિયાનની શરૂઆત કરવામાં આવી. અમદાવાદ-ઝોનના ઘટક સમાજના ભાઈઓ તથા કાર્યકરોને સાથે રાખી યોગ્ય મોકાના પ્લોટો જોવાનું શરૂ કરેલ. આ દરમ્યાન "ઝાલાવાડી સઈ સુથાર" ટ્રસ્ટ સાથે સમજુતી કરી આપણા સમાજના ૭૫ (પંચોતેર) વિદ્યાર્થીઓને રહેવા-જમવાની વ્યવસ્થા કરવામાં આવેલ. આમ દામુભાઈ સમાજસેવાના શિખરો સર કરતા જ રહ્યા. આપણે આખા ભારતભરનો સમાજ ખૂબજ સહકાર અને સંવાદિતાથી ચાલી રહેલ હતો. અચાનક આપણા સમાજના કેટલાક કટ્ટરવાદી વ્યક્તિઓ દ્વારા ધાર્મિક વિવાદ ઉભો કરી ચક્રવાત સર્જી દીધો. આથી સમગ્ર ભારતનો કચ્છ કડવા પાટીદાર સમાજ હતપ્રભ બની ગયો અને અમદાવાદ હોસ્ટેલ પ્રકરણે પૂ. દામુભાઈની પ્રતિષ્ઠાને હાની પહોંચાડવાનો ખૂબ જ હિન પ્રયત્ન થયો. તેની વિગતો. પૂ. દામુભાઈના જ શબ્દોમાં તેમના અંગત સાહિત્યમાંથી પ્રાપ્ત થયેલ.

**"તા. ૧૭-૮-૨૦૦૮, દામુભાઈ ડી. ગોગારી, નરોડા, અમદાવાદ.**

બે વર્ષ પહેલાં કારોબારીનો સમય પુરો થતાં નવી કારોબારીની રચના કરવાની હતી. સભામાં વાતાવરણ ઘણું જ ડોહળાયેલું હતું. ચૂંટણી કરવાની માંગ હતી. માનનીય વડીલોના તથા અનુભવી હોદ્દેદારો અને સમાજના હિતચિંતકો ચૂંટણી ટાળવાના પ્રયત્નો કરતા હતા. ચૂટણી ન થાય એ સમાજ માટે પણ હિતાવહ હતું. અનુભવી વડીલો તરફથી સુચન આવ્યું કે એક સીલેક્શન કમીટીની રચના કરી, નવી કારોબારીની નિયુક્તિની સત્તા સીલેક્શન કમીટી ને સોંપવામાં આવી જનરલ સભામાંથી (૭) સભ્યોની સિલેક્શન કમીટી બની. (૧) વાલજીભાઈ શીવજીભાઈ વાડીયા–જામનગર (૨) દામુભાઈ દેવશીભાઈ ગોગારી–અમદાવાદ (૩) કરશનભાઈ લધાભાઈ દિવાણી–હૈદરાબાદ (૪) મનસુખભાઈ ધનજીભાઈ વેલાણી–મુંબઈ (૫) દેવજીભાઈ રામજીભાઈ ભાવાણી–સુરત (૬) રતિલાલ મણીલાલ રામાણી–મુંબઈ (૭) રવિભાઈ કેશરાભાઈ રામજીયાણી–મુંબઈ.

આ સિલેક્શન કમીટી દ્વારા ગહન ચર્ચા–વિચારણા બાદ સૌ પ્રથમ પ્રમુખની વરણી કરવાની હતી તેમાં શ્રી રામજી કરમશી નાકરાણીની સર્વાનુમતે પ્રમુખ તરીકે વરણી કરી. ત્યારબાદ ૧૧ ટ્રસ્ટીઓની અને ૪૦ કારોબારી સભ્યોની પસંદગી પણ આ કમીટીએ કરવાની હતી. આ પસંદગી કરવા પાછળનો સિલેક્શન કમીટીનો આશય એ હતો કે આવનારા વર્ષોમાં સમાજના વિકાસના કામો ઝડપથી સુમેળભર્યા વાતાવરણમાં થાય તે માટે પસંદ કરેલા હોદ્દેદારો કાંઈક કરી છુટશે. પરંતુ તેમાં આજે નિષ્ફળતાનો અનુભવ થઈ રહ્યો છે.

ત્યારપછી સુવર્ણજયંતિ ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું, તેમા આયોજનની તૈયારી કરવા માટે આયોજન સમિતિની નિમણુંક કરવાની કવાયત શરૂ થઈ. તેમાં નીચેનાં પાંચ સભ્યોની કમીટી બનાવવામાં આવી (૧) શિવદાસ ગોવિંદ છાભૈયા–ભૂજ (૨) દામુભાઈ દેવશી ગોગારી–અમદાવાદ

(૩) લાલજી શિવજી ભાવાણી–સુરત (૪) વાલજી નારણ ભગત–નખત્રાણા (૫) લખમશી નાથાભાઈ દિવાણી–કલકત્તા.

આયોજન સમિતિના ચેરમન તરીકેની પ્રથમ પસંદગી કરવાની હોઈ – વિચાર–વિમર્ષના અંતે શ્રી ગંગારામભાઈ હિરાલાલ સાંખલા (દિલ્હી)ની આયોજન સમિતિના ચેરમન તરીકેની સર્વાનુમતે વરણી કરવામાં આવી, આ બંને સિલેક્શન કમીટીઓમાં દામુભાઈ દેવશીભાઈ ઘોઘારીનું હોદ્દેદારોની નિમણુંક કરવામાં મહત્વનું પ્રદાન હતું.

**હવે મુળ વાત પર જઈએ...**

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની નવી રચાયેલ કારોબારી સભ્યોની સભા તા. ૭–૧૧–૨૦૦૮ના રોજ આધારશીલા શિક્ષણ સંકૂલમાં યોજાઈ. આ સભામાં સમાજને સ્પર્શતા અનેક મુદ્દાઓની ચર્ચા વિચારણા થઈ. તેમાં પ્રમુખ અમદાવાદ ઝોન તરફથી કેન્દ્રીય સમાજની માલીકીની અમદાવાદ ઝોન ના વહિવટ સાથેની અમદાવાદમાં અભ્યાસ કરતા સમાજના વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ બનાવવાની રજુઆત થઈ. વિચારણાના અંતે પ્રમુખશ્રી તરફથી આ હોસ્ટેલ નિર્માણ માટે મંજુરીની મહોર મારવામાં આવી.

અમો સાત (૭) ઉત્સાહી મિત્રો મળી હોસ્ટેલ નિર્માણનું અભિયાન શરૂ કરેલ. સાથોસાથ સંજોગોવસાત ઝાલાવાડી સઈ–સુથાર ટ્રસ્ટ સાથેની મુલાકાતો અને સમજુતીથી સમાજના ૭૫ વિદ્યાર્થીઓને રહેવા–જમવાની વ્યવસ્થા, તે ટ્રસ્ટની ચાલતી હોસ્ટેલમાં કરવામાં આવી જે આજે પણ ચાલુ છે.

સાથે સાથે હોસ્ટેલ માટે યોગ્ય જગ્યા મેળવવાનું અને સમાજમાંથી જરૂરી ફંડ માટેનું અભિયાન પણ હાથ ધરાયું. સમાજજનો તરફથી સારો આવકાર મળવા લાગ્યો. અમદાવાદ યુનિવર્સીટી વિસ્તારની નજીક ઘણી બધી જગ્યાઓ જોયા બાદ નવરંગપુરા વિસ્તારમાં એક ૭૨૦ ચો.વાર નો

પ્લોટ અને તેની પાછળના ૪૫૦-૪૫૦ વારના પ્લોટ વાળા બે બંગલા એમ કુલ ૧૬૨૦ ચો. વારની જગ્યામાં ૨૫૦ થી ૩૦૦ વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ તથા અમદાવાદમાં મેડીકલ ટ્રીટમેન્ટ માટે આવતા સમાજજનો-દર્દીઓ માટે ૧૦ રૂમો, ૨૫૦ થી ૩૦૦ સીટની ક્ષમતાવાળો કોન્ફરન્સ હોલ, સમાજની જુદી જુદી પાંખોની મીટીંગો વખતે આવતા હોદ્દેદારો માટે રહેવાની ૧૦ રૂમો, વિશાલ ડાઈનીંગ હોલ, રસોડું તથા અન્ય જરૂરી સગવડતાઓ સાથેનો ૧૦ થી ૧૧ કરોડ રૂપિયાના રોકાણનો પ્રોજેક્ટ તૈયાર થઈ ગયેલ હતો જેના અંગે આગળનો ૭૨૦ ચો. વારનો ખૂલ્લો પ્લોટ ખરીદવામાં આવ્યો, જેની પેમેન્ટ કન્ડીશન તા. ૩૦-૧૧-૨૦૦૯ પહેલા દસ્તાવેજ કરવાની હતી. કારણકે પ્લોટ માલીક એન.આર.આઈ. હતાં. સમાજમાંથી ફંડ આવવામાં ચારેક માસનો સમય લાગે તેમ હતું એટલે અમે (૭) સાત મિત્રોએ ભેગા મળી નક્કી કર્યું કે, સમાજનું જ કામ કરવાનું છે તો અત્યારે આપણે સૌ અંગત રીતે ફંડ આપી દઈ દસ્તાવેજ કરાવી લઈએ. ભલે આપણને અંગત રીતે વ્યાજનું ભારણ આવે સમાજ માટે આપણે આટલું તો જરૂર કરીએ. આમ વિચારી અમો સૌએ ભેગા મળી સમાજના નામે જમીનનો દસ્તાવેજ ૩૦-૧૧-૨૦૦૯ના રોજ કરાવી લીધો.

અમારા આ હોસ્ટેલના અભિયાન અંગે ફંડ માટેની વિવિધ વિસ્તારોની મુલાકાતો દરમ્યાન એવી રજુઆતો આવી કે, તમો સમાજની હોસ્ટેલના ફાળા માટે રજુઆત કરો છો. તેમાં પાછળથી ધાર્મિક સંપ્રદાયના કોઈ પ્રશ્નો કે વિવાદ ઉભા કરવામાં નહીં આવે ને ? આ વાત અમારી (દામુભાઈ ગોગારીની) કલ્પનામાં પણ ન હતી.

સમાજમાંથી આવતી ઉપરોક્ત રજુઆતો અંગે પ્રમુખશ્રી રામજી કરમશી નાકરાણી સાથે ચર્ચા કરતાં તેમના તરફથી ખૂલાસો કરવામાં આવ્યો કે આપણા સમાજમાં આ સંપ્રદાયના પ્રશ્નો ભૂતકાળમાં પણ નહોતા અને આજે પણ નથી માટે આ અંગે તમો નિશ્ચિંત રહો.

પ્રમુખશ્રીના ખૂલાસા બાદ અને તેના આધારે અમોએ હોસ્ટેલ નિર્માણના ફંડ માટેના અપીલ લેટરમાં આ ખુલાસો પ્રિન્ટ કરવામાં આવ્યો અને અમે અમારૂ કામ આગળ ચલાવ્યું.

આ ફંડ માટેની અપીલ ના લેટરો ગુજરાત ટીમ્બર મર્ચન્ટ ફેડરેશનનો આધાર લઈ દરેક સોમિલ માલીકોને લગભગ ૩૫૦૦ લેટરો પોસ્ટ કરવામાં આવ્યા તેમજ સાબરકાંઠા જીલ્લાના ૫૬૦ કમ્પાઓમાં સર્વે કરી અમદાવાદના પશ્ચિમ વિભાગ સમાજ તેમજ શ્રી કચ્છ કડવા પટેલ સમાજ, નરોડાની ઉત્સાહીત બહેનો દ્વારા કંપે...કંપે... ઘેર... ઘેર... ફરી ૬૦૦૦ અપીલ લેટરોની હેન્ડ ડીલીવરી કરવામાં આવી. આ કામગીરી સમાજની બહેનોએ ખૂબજ ઉત્સાહથી કરેલ હતી. આ પ્રયત્નો થકી હોસ્ટેલ નિર્માણ માટે લગભગ ૨.૨૫ (સવાબે) કરોડ ફંડ નોંધાયું હતું. અને ૧૪ (ચૌદ) લાખ જેવી રકમ પણ મળી ગઈ હતી.

કોણ જાણે કેમ આ સમાજમાં-ધાર્મિક સંપ્રદાયના નામે વિવાદો ઉદ્‌ભવ્યા મનગડત રૂપરેખાવાળુ શ્વેતપત્ર સમાજમાં ફરતું થયું. આ અંગે પ્રમુખશ્રીનો સંપર્ક કરવામાં આવ્યો પણ ટેલીફોનિક વાતથી સંતોષ ન થતાં, રૂબરૂ મળવાનો સમય માંગ્યો ત્યારે તા. ૧૪-૦૩-૨૦૧૦ના માણસા મુકામે ઉત્તર ગુજરાત ઝોનનાં ફંક્શનમાં મળવાનું કહ્યું આ દિવસે શ્રી રામજી કરમશી નાકરાણી-પ્રમુખશ્રી, ગંગારામ હિરાલાલ સાંખલા-ટ્રસ્ટીશ્રી, દેવજી માવજી લીંબાણી, નરસીંહ નારણ સાંખલા-મંત્રીશ્રી સાથે ધાર્મિક સંપ્રદાય અંગે સમાજમાં થઈ રહેલ શ્વેતપત્રની ગતી વિધી બાબતે વ્યાપક ચર્ચા કરતાં ઉપસ્થિત હોદ્દેદારો તરફથી કહેવામાં આવ્યું કે, જ્યારે જ્યારે સમાજના અધિવેશનો કે મોટા મેળાવડાઓ આવ્યા છે ત્યારે ત્યારે આવું કાંઈક થોડા સમય માટે થાય છે. પછી બધું થાળે પડી જાય છે. માટે આ અંગે તમે ચિંતા ન કરતાં આગળ વધો.

This is wrong. About While Paper / Shvet Patra

તા. ૨૫-૩-૨૦૧૦ના રોજ મનગડત શ્વેતપત્રને માન્યતા પ્રાપ્ત બનાવવા શ્વેતપત્ર પ્રમુખશ્રી રામજી કરમશી નાકરાણીની સહી સાથેનું પ્રસિદ્ધ થયું. આ અંગે ફરી પ્રમુખશ્રીને રૂબરૂ મળવાનો સમય માંગ્યો. તા. ૨૯-૩-૨૦૧૦ ના રોજ બપોરે ૨-૩૦ વાગે મળવાનો સમય આપવામાં આવ્યો. તા. ૨૯મી સવારના અમદાવાદથી અમારી સાથે બાબુભાઈ (કરશન) પચાણભાઈ નખત્રાણા પહોંચ્યા. ૨-૩૦ વાગ્યે પ્રમુખશ્રી સાથે મીટીંગમાં (૧) પ્રમુખશ્રી-રામજી કરમશી નાકરાણી (૨) ટ્રસ્ટીશ્રી-ગંગારામ હીરાલાલ સાંખલા (૩) મહામંત્રીશ્રી-મોહન શિવજી ધોળું હાજર હતાં. અમે રજૂઆત કરી કે તમે સમાજના હોદ્દેદારો જેમ કહેતા ગયા અને અમોને વિશ્વાસ અપાવતા ગયા તેમ તેમ અમો આગળ વધતા ગયા છીએ. હવે સંપ્રદાયના મુદ્દે આ શ્વેતપત્ર તા. ૨૫-૩-૨૦૧૦ના કારણે હું આગળ વધી શકું તેમ નથી. હોસ્ટેલ માટે આગળની ૭૨૦ ચો. વાર જમીનનો પ્લોટ અમોએ અમારી અંગત મુડી નાંખીને ખરીદી લીધો છે. પ્રોજેક્ટ મુજબ પાછળનાં બંગલા ખરીદવા ના બાકી છે. જે લોકોએ ફંડ લખાવેલ છે. તેઓએ આ શ્વેતપત્રના કારણે (સંપ્રદાયના મુદ્દે) ફંડ આપવાની ના પાડી દીધી છે. અને જેમણે ફંડ આપ્યું છે તેમણે અમારી પાસેથી પાછુ માંગી લીધેલ છે. એટલે તમો સૌ અમને આ ખરીદેલા પ્લોટની રકમ આપો અને અમને આમાંથી છુટા કરી બાકીનો પ્રોજેક્ટ તમો પુરો કરો. આ વખતે તેઓએ (ગંગારામભાઈએ) કહ્યું કે સુવર્ણજયંતિની ટીકીટો તમો વેચો અને ૧૦% રકમ તમો આ પ્રોજેક્ટ માટે રાખજો. આવી...આવી... બે કલાક સુધી વિવિધ ચર્ચાના અંતે એમ નક્કી થયું કે, પ્રોજેક્ટ માટે જમીન ઓછી છે. બીજુ ફંડ ન મળે તો આ જમીનને વેચીને અમે રોકેલી રકમ લઈ લેવી. જે પ્લોટ વેચવાનો ઠરાવ અમને રૂબરૂ આપવામાં આવ્યો.

નખત્રાણાથી પરત ફરતાં ખૂબ મનોમંથન અને ચર્ચા કર્યા બાદ અમે નક્કી કર્યું કે, સમાજના હિતમાં આવનાર ભાવી પેઢી માટે અહીં આપણે હોસ્ટેલનું જ નિર્માણ કરવું હોય તો શું કરવું જોઈએ ?

સમાજનું હિત જેમના હૈયે છે તેવા હિતચિંતકો, વડીલો તથા મિત્રોની સલાહથી એમ નક્કી થયું કે, સમાજના વિકાસ માટે ધાર્મિક સંપ્રદાયને મહત્વ ન આપતાં અને ફક્ત વિકાસની વાતે એક ટ્રસ્ટની રચના કરવી, અને આ પ્રોજેક્ટ માટે ફંડની અપીલ કરવી જેથી "સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશન" નામનું ટ્રસ્ટ રજીસ્ટર્ડ કરાવી આ જમીન નવા ટ્રસ્ટમાં રજીસ્ટર્ડ વેચાણ દસ્તાવેજથી ટ્રાન્સફર કરી. જેમાં એક પણ પૈસાનું રોકાણ સમાજનું કે સમાજના વ્યક્તિએ ફંડ ફાળા રૂપે આપેલ નથી. આ સમગ્ર રકમ શ્રી દામુભાઈ ગોગારી તથા રામજી કરમશી પોકારના અંગત મિત્ર વર્તુળની છે.

તા. ૨૫-૮-૨૦૧૦ના રોજ નખત્રાણા મધ્યે મળેલ જનરલ સભા શરૂ થતાં પહેલાં ઓફીસમાં સમાજના પ્રમુખશ્રી, ટ્રસ્ટીશ્રીઓ તથા મંત્રીશ્રી સાથે અમદાવાદ હોસ્ટેલ જમીન પ્રકરણે વ્યાપક ચર્ચાઓ કરી. અમે (દામુભાઈ ગોગારી) આ અંગેના સમગ્ર ખુલાસા જનરલ સભામાં આપવાનો આગ્રહ રાખ્યો પણ ઉપરોક્ત ઉચ્ચ હોદ્દેદારો તરફથી રજુઆત થઈ કે, જનરલ સભામાં હોસ્ટેલ પ્રકરણે જે પણ ખુલાસા કરવાના થાય તે ખુલાસા હું (દામુભાઈ ગોગારી)ન કરતાં ટ્રસ્ટીશ્રી ગંગારામ હીરાલાલ સાંખલા જ કરશે.

આ સભામાં અમુક વ્યક્તિઓ દ્વારા સમાજની કારોબારી અપમાનીત થાય તેવા ખરાબ આક્ષેપો કરવામાં આવતાં સમગ્ર કારોબારી સભ્યો મંચ ઉપરથી નીચે ઉતરી ગયા. આવા કપરા સંજોગો વખતે ખૂબ જ ધીરજથી મેં બાજી સંભાળી સમાજના આ સેવાધારી વડીલો જેઓ કારોબારીના સભ્યો છે તેવા સન્માનનીય વડીલોને સંબોધી ફરીથી મંચસ્થ કર્યા આ શું મારો ગુન્હો હતો ?

ત્યારબાદ થયેલ જનરલ સભામાં મારા ઉપર જે કાદવ ઉછાળવામાં આવ્યો કટકી કરી, ચીટીંગ કર્યું, વગેરે અશોભનીય શબ્દો થકી મારી

બદનામી કરવામાં આવી છતાં સમાજના આદરણીય વડીલો, સમાજના હિતચિંતકોને અપમાનીત ન થવું પડે તે આશયથી આવુ મારૂં હડહડતું અપમાન મેં સભામાં સહન કર્યું જે મારા સ્વભાવ-પ્રકૃતિથી બીલકુલ વિપરિત હતું. પ્રમુખશ્રી રામજી કરમશી નાકરાણીએ આજ સભામાં જાહેરમાં કર્યું હતું કે અમદાવાદમાં રાખેલ હોસ્ટેલની જમીનમાં સમાજે એક પણ રૂપિયો આપ્યો નથી જે પણ રકમ ખર્ચેલ છે તે દામુભાઈ ઘોઘારી અને તેમના મિત્ર વર્તુલની અંગત રકમ છે.

આ જનરલ સભામાં નક્કી થયું કે નવા ટ્રસ્ટમાં ફેર થયેલ જમીન અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજને પરત કરવી, મેં સમાજનું હિત વિચારી તેમ કરવા સંમતી આપી.

ઉપરોક્ત બાબત (સમાજે જમીન પરત લેવા બાબત) સમાજના ઉચ્ચે હોદ્દેદારોની એક સમિતિ ઉપપ્રમુખશ્રી મનસુખભાઈ રૂડાણીના નિવાસ સ્થાને નંદનબાગ, નરોડા, તા. ૪-૯-૨૦૧૦ના રોજ મળી જેમાં. (૧) રામજી કરમશી નાકરાણી-પ્રમુખશ્રી (૨) ગંગારામ હીરાલાલ સાંખલા-ટ્રસ્ટીશ્રી (૩) મનસુખ વશરામ રૂડાણી-ઉપપ્રમુખશ્રી (૪) દેવજી રામજી ભાવાણી-ઉ.પ્રમુખશ્રી (૫) લાલજી શિવજી ભાવાણી (૬) દામુભાઈ દેવશી ઘોઘારી (૭) મોહન શિવજી ધોળુ-મહામંત્રીશ્રી (૮) નરસિંહ નારણ સાંખલા-મંત્રીશ્રી (૯) ટ્રસ્ટીશ્રી હરિભાઈ પરબત ઘોઘારી (૧૦) કરશન પચાણ લીંબાણી (૧૧) નાનજી હંસરાજ છાભૈયા (૧૨) રામજી કરમશી પોકાર વગેરે ટોચના હોદ્દેદારો હાજર રહ્યા હતાં. તેઓએ રૂબરૂ બધાજ હિસાબો તપાસ્યા પછી મને શ્રી રામજી કરમશી પોકાર ને સમાજ માટે જમીન લેવા ખર્ચેલા પૈસા કઈ રીતે પરત કરવા તેનો લેખીત કરાર સૌએ પોતાનાં મતાં મારી કરી આપ્યો. (કોપી)

હવે પછી...

સમાજના ઉચ્ચ હોદ્દેદારો દ્વારા થયેલ તા. ૪-૯-૨૦૧૦ના કરાર મુજબ રકમનો પહેલો (૧) હપ્તો તા. ૩૦-૧૦-૨૦૧૦ સુધીમાં મને ચુકવવાનો હતો તેમ છતાં અગમ્ય (કોઈક ગ્રુપના દબાણ હેઠળ) કારણોસર કરારથી કરેલ નિર્ણયને ફોક કરવા માટે તા. ૨૬-૧૦-૨૦૧૦ના રોજ ગીતામંદિર સમાજવાડી, અમદાવાદમાં કેન્દ્રીય સમાજની કારોબારી સભા બોલાવવામાં આવી. આ મીટીંગમાં તેઓએ એમ નક્કી કર્યું કે ઉપપ્રમુખશ્રી મનસુખભાઈ રૂડાણીના નિવાસ સ્થાને ઉચ્ચ હોદ્દેદારોની સહીથી થયેલ કરારને ફોક કરવો. અને મને અને રામજી કરમશી પોકારને નક્કી કર્યા મુજબની રકમ ન ચુકવવી અને જમીન તેઓ પાસેથી ન લેવી. આવું લેખીત અમને જણાવવામાં આવ્યું છે. આ સૌ સમાજજનોને મારી આગ્રહ ભરી અપીલ અને અરજ છે કે આ સમગ્ર પ્રકરણે આપ સૌ કહો કે અમારે શું કરવું ? હું તો આમથી તેમ ફંગોળાતો જ રહું છું.

હજી આગળ વધતાં...

સમાજના ઉચ્ચ હોદ્દેદારો દ્વારા થયેલ આ સમગ્ર ગતિવિધિની જનરલ સભાની મહોર મારવાના આશયથી ફક્ત એક જ એજેન્ડાની ખાસ સભા તા. ૨૭-૨-૨૦૧૧ના રોજ નખત્રાણા મુકામે બોલાવવામાં આવી. તેમાં જે કાંઈ નિર્ણય લેવાયા હોય તેની મને જાણ નથી પણ તા. ૨-૩-૨૦૧૧ના રોજ આ જમીન "સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશન" પાસેથી "અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ" એ પરત મેળવવાની નથી એવો તા. ૨૭-૨-૨૦૧૧ની ખાસ સાધારણ સભામાં ઠરાવ કરવામાં આવેલ છે. અને તેની લેખીત જાણ કરવામાં આવેલ છે.

સમાજના દરેક સભ્ય (વ્યક્તિ)ની ધાર્મિક આસ્થા (સંપ્રદાય) એ અંગત બાબત હોઈ શકે છે. પરંતુ સમગ્ર સમાજના તક્તા ઉપર આવી અંગત બાબતોને લાવી આ ભાવનાઓ અને લાગણીઓની બુનિયાદ ઉપર

ઉભેલ સમાજને ગણ્યા ગાંઠ્યા વ્યક્તિઓ દ્વારા ગેરમાર્ગે દોરવામાં આવી રહ્યો છે. ભૂતકાળ પણ તેનો સાક્ષી છે. થઈ રહેલ ગતિવિધીઓથી સમાજનો વિકાસ રૂંધાઈ જશે. સમાજમાં તિરાડો પડી જશે. સમાજની સમજણ વેરણ છેરણ થઈ જશે. છતાં ઈશ્વરને મંજુર હશે તે થશે. સમય આની શ્રેષ્ઠ દવા છે. આ સમગ્ર પ્રકરણો તેમજ મારા જીવનના ૪૫ વર્ષની સમાજ સેવાના કાર્યકાળ દરમ્યાન સમાજના ફંડની કોઈ રકમ મેં અંગત સ્વાર્થ માટે ક્યારેય વાપરેલ નથી. તા. ૨૫-૮-૨૦૧૦ ની મીટીંગમાં મારા ઉપર થયેલા આક્ષેપો અને બદનામી અંગે મેં તેજ સભામાં કહ્યું હતું કે મારા સમાજસેવાના વર્ષો દરમ્યાન કોઈપણ વ્યક્તિ એવું સાબિત કરી આપે કે મેં રૂા. ૫૦૦૦/- પણ સમાજના મારા અંગત હિત માટે વાપર્યા છે. તો હું જીવનભર ક્ષેત્ર સન્યાસ લઈ તેની ગુલામી કરવા તૈયાર છું. પણ મારો પડકાર ઉપાડનારને ચેતવણી પણ આપું છું કે જો સાબીત ન કરી આપે તો તે વ્યક્તિએ મારી ગુલામગીરી આજીવન કરવી પડશે. આ વાત હજી આજે પણ દોહરાવું જ છું.

આ બધું મારે સમાજ સમક્ષ રજુ કરવું ન હતું પરંતુ મારી સહનશક્તિ અને થયેલ બદનામી મારાથી ન જીરવાય એ હદે થઈ છે. વળી મારી કલ્પનામાં પણ ન હોય તેવા ધાર્મિક સંપ્રાદયનો મુદ્દો અને સમાજમાં ચિતરવામાં આવી રહ્યો છે. ત્યારે ન છુટકે આ મારી સાચી વ્યથા-કથા આપ સૌ સમાજજનો સમક્ષ રજુ કરવી પડી છે.

મારા સમાજસેવાના ૪૫ વર્ષના કાર્યકાળ દરમ્યાન દેશની જુદી જુદી જ્ઞાતિઓની સમાજો, સામાજીક અને શૈક્ષણિક સંસ્થાઓ સાથે હું વર્ષોથી જોડાયેલો છું. મને ગૌરવ છે કે હું એક એવા ગૌરવશાળી સમાજમાં જન્મ્યો છું કે જે સમાજની બુનિયાદ હૃદયની લાગણીઓ પારીવારીક ઉચ્ચ ભાવનાઓ, સમાજની સંસ્કારીતા, સમજણ, સહકાર અને ત્યાગ સાથે આનુવંશિક મૂળભુત પરંપરાઓને અનુસરનાર સમાજ છે.

બેમિશાલ ગૌરવશાળી સંગઠીત આ સમાજને ક્યા દાનવો એ દવ લગાડ્યો ? પોતાનો અહંકાર પોષવા કે પોતાને સમાજ સુધારકમાં ખપાવવા ધાર્મિક આસ્થાનો મુદ્દો બનાવી સંપ્રદાયના દૈત્યને જગાડી આ સુસંસ્કારી અને સુદૃઢ સમાજને વેર-વિખેર કરવાનું ઘેલું લાગ્યું છે ?

આપ સૌ સમાજના અગ્રણીઓ, હિતચિંતકો, વડીલો સમાજના શિક્ષિત વર્ગ, જાગૃત મહિલાઓ, આબાલવૃદ્ધ સૌ કોઈ સમાજની આ મુંઝવણ અનુભવે છે. સમજે છે છતાં કેમ કોઈ કહેવા કે કરવા તૈયાર નથી ? આવા તત્વોને રોકવા કેમ કોઈ તૈયાર થતું નથી ? તે મારી સમજ બહાર છે. હું તો મારી સમજણ અને શક્તિ મુજબ મારે સમાજ સેવાની જ્યોત આગળ ધપાવતો જ રહીશ. મારા વિચારો સમાજ હિતમાં, સમાજના વિકાસમાં અને સમાજના ઉત્થાનમાં આપ સૌને યોગ્ય લાગતા હોય તો હાથ જોડી બેસી ન રહેતાં, વિના સંકોચે આવો મારી સાથે જોડાઓ આવો સૌ સાથે મળી સમાજ વિકાસ અને ઉત્થાન નીજ વાતો લઈ ભવિષ્ય ઉજ્જવળ બનાવીએ.... અસ્તુ...

લી. દામુભાઈ ડી. ગોગારી

આ ઘટના બાદ દામુભાઈ ખૂબજ દુઃખી થયા અને તેમણે અ.ભા.ક.ક. પાટીદાર અમદાવાદ-ઝોન અને શ્રી કચ્છ કડવા પાટીદાર-નરોડા, સમાજના પ્રમુખપદેથી સ્વેચ્છાએ રાજીનામાં આપી દીધા. તેમના વિચારો મુજબ સમાજ એક જ છે. આ સમયગાળા દરમ્યાન પૂ. દામુભાઈના મનોબળને તોડવા ઈ-મેઈલ દ્વારા તેમના વિષે અપ-પ્રચાર શરૂ કરવામાં આવ્યા. આ અંગે સમાજના ટોચના હોદ્દેદારોનું ધ્યાન દોરવા છતાં પણ આ પ્રચાર ન રોકાયો. અ.ભા.ક.ક. પાટીદાર સમાજનાં ટોચના હોદ્દેદારોનો અહંકાર અને દામુભાઈની લોકપ્રિયતા આનાં કારણો હોઈ શકે. પૂ. દામુભાઈ એ જ્યારથી આ અભિયાન શરૂ કરેલ ત્યારથી સ્પષ્ટ હતા કે, દરેક વ્યક્તિની ધાર્મિક આસ્થાને સંપૂર્ણ માન-સન્માન

આપવામાં આવે. સામાજીક ઉત્થાનના કાર્યો શિક્ષણ અને આરોગ્યક્ષેત્રે સમગ્ર સમાજના વિકાસમાં વ્યક્તિની ધાર્મિક આસ્થાને ઠેસ ન પહોંચાડવી જોઈએ. આપણું બંધારણ પણ એ વાતની સાબીતી છે. આ સમયગાળા દરમ્યાન પૂ. દામુભાઈ અને તેમની સમાજસેવાની સ્પષ્ટ વિચારસરણી સાથે સંમત "ટીમ દામુભાઈ" ના સભ્યોમાં - અગ્રણી ઉદ્યોગપતિઓ, બિલ્ડરો, બાહોશ એડવોકેટ્સ, ચાર્ટડ એકાઉન્ટન્ટ, ડૉક્ટરો અને સમાજના પ્રબુદ્ધ સમાજજનો કે જેઓ ફક્ત સમાજનો વિકાસ અને હિત જ ઈચ્છી રહ્યા છે. ખૂબજ ચિંતન મનોમંથન અને ગહન ચર્ચાઓ કર્યા બાદ સૌ એક નિષ્કર્ષ પર આવ્યા કે આ ખરીદાયેલ જમીન ઉપર એવી સંસ્થાનું નિર્માણ કરવું કે "આપણી જ્ઞાતિના તમામ પરિવારોને સમાવી લે, સમાજના સર્વે સંપ્રદાયો સ્વીકૃત અને બધાના તન-મન અને ધનના સામુહિક યોગદાનથી સમસ્ત કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની સર્વોમાન્ય અને સર્વોપરી સંસ્થા બનાવવી. આ સંસ્થામાં કાર્ય અને સંપ્રદાયની વાત નહીં પણ સંસ્કાર, શિક્ષણ અને શિસ્ત સાથે સેવાની વાત હોય. સમસ્ત જ્ઞાતિના ઉત્થાન અને હિતની જ વાત હોય. કોઈ પણ ચાલુ સંસ્થાઓની પ્રતિસ્પર્ધી સંસ્થા નહીં પણ દુરોગામી સમાજ વિકાસલક્ષી સંસ્થા હોય અને આ બધાજ સિધ્ધાંતોના ફળ સ્વરૂપ **"સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશન"**નું પ્રાગટ્ય થયું.

સમાજના અમુક જ વ્યક્તિઓ દ્વારા ચલાવાયેલા આ માનવસર્જીત વંટોળમાં ભારતભરના આપણી જ્ઞાતિના કેટ-કેટલાય સમાજો, કેટ-કેટલાય પરીવારો, કેટ-કેટલાય વેપાર-ઉદ્યોગો, અને કેટ-કેટલીય બહેન-દીકરીઓ ભોગ બની ગયાં. આવા કપરા સામાજીક માહોલમાં વિદ્યાર્થીભવન બનાવવાનું કામ સામાજીક ફંડ વગર ટીમ દામુભાઈ માટે ખુબ જ આકરૂ થઈ પડ્યું છતાં બાંધકામ અંગેની કાયદાકીય પ્રક્રિયાઓ ચાલુ જ રાખવામાં આવી જે અંગે જરૂરી સઘળી મંજુરીઓ મળતાં તા. ૨૫-૪-૨૦૧૩ ના રોજ સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશન સંસ્થાના પ્રમુખશ્રી રામજી કરમશી પોકાર ના હસ્તે ભૂમિપુજન સંપન્ન થયું. બાંધકામ કરવા માટે ફંડ તો હતું જ નહીં પણ કહે છે ને "સારા કામમાં

ઈશ્વરીય મદદ જરૂર મળે છે." એક દિવસ પૂ. દામુભાઈના નેતૃત્વમાં ટીમ દામુભાઈના સભ્યો દહેગામ સ્થિત વિનાયક કું. TMT ના માલીકો શ્રી કરસનભાઈ પોપટભાઈ સુરાણી, શ્રી મહેશભાઈ વેલાણી અને શ્રી કાંતિભાઈ ધોળુંનો સંપર્ક કર્યો. સમગ્ર વાતથી વાકેફ કર્યા વિનાયકે અદમ્ય બળ આપ્યુ ત્રણેય ભાગીદારો એક જ અવાજે સંપૂર્ણ સહકાર આપવા સંમત થયા. બાંધકામ માટે જેટલું જોઈએ તેટલું સ્ટીલ અમો આપીશું, ફક્ત આગલા દિવસે જાણ કરવામાં આવે. ટીમ દામુભાઈનો ઉત્સાહ ખૂબજ વધી ગયો. બિલ્ડર તરીકે શ્રી હિરાભાઈ - શ્રી નટુભાઈ (ઉમિયા કન્સ્ટ્રકશન) વાળા નો સંપર્ક કરી વિગતે વાત કરતાં તેઓએ ઉત્સાહ ભેર જણાવ્યું કે સમયસર મટીરીયલ આપતાં રહેજો અત્યારે લેબરકામ માટે કોઈ રકમ હમણાં જોઈશે નહીં, સગવડ થાય ત્યારે આપજો. ટીમ દામુભાઈના સભ્યો ઉત્સાહીત હતાં. આ ટીમ પૈકીના જ શ્રી દીનેશભાઈ આર. પટેલ (યશ બિલ્ડર્સ) વાળાએ આ સંકુલના બાંધકામની લાઈનઆઉટથી લઈ સમગ્ર બિલ્ડીંગ વાપરવા યોગ્ય બન્યું ત્યાં સુધીની વિના વેતને સેવાઓ આપી સેવા યજ્ઞ કર્યો. તબક્કે તબક્કે યોગ્ય વ્યક્તિઓ મળતી ગઈ. આ દરમ્યાન તિરૂપુરવાળા શ્રી બાબુભાઈ છાભૈયા સંકુલ જોવા પધારેલા તેમણે આ સંકુલમાં લગતી સઘળી બારીઓ (યુ.પી.વી.સી)ની દાનમાં આપવાનું જણાવ્યું અને શ્રી વસ્તાભાઈ કેશરાભાઈ નાકરાણી (સુરાણી ટાઈલ્સ)વાળા એ સમગ્ર સંકુલની ફ્લોરીંગ તેમજ સંડાસ-બાથરૂમની ટાઈલ્સ આપવાનું યોગદાન આપ્યું. તા. ૨૫-૪-૧૩ હનુમાન જયંતિ થી શરૂ થયેલ આ બિલ્ડીંગનું આર.સી.સી. ફ્રેમવર્ક બધાંજ ધાબાઓ સાથે દિવાળી સુધીમાં પૂર્ણ થઈ ગયું.

તા. ૩-૧૧-૨૦૧૩ના રોજ પૂ. દામુભાઈને ગંભીર બિમારી હોવાનું નિદાન થતાં નિષ્ણાંત ડોક્ટોરોની ટીમે સારવાર શરૂ કરી. હોસ્ટેલ બિલ્ડીંગનું કામ હજુ દિવાળીબાદ ચાલુ થયેલ ન હતું. ટીમ દામુભાઈના મિત્રોએ નક્કી કર્યું કે હોસ્ટેલ બિલ્ડીંગનું કાર્ય શક્ય એટલી ઝડપે શરૂ કરી પુરુ કરી દેવું. આ અંગે

સૌ મિત્રો ચાલુ કામે તા. ૧૮-૧૨-૧૩ના દિવસે પૂ. દામુભાઈના ઘેર ભેગા થઈ તેમનું માર્ગદર્શન મેળવ્યું. આ હોસ્ટેલ પ્રકરણે પૂ. દામુભાઈ પાસેથી શરૂઆત થી આજ સુધીની સમગ્ર ગતિવિધી સમાજના હોદેદારો સાથે થયેલ વાતો જાણી, અને હોસ્ટેલના પૂર્ણ થયેલ બિલ્ડીંગના વાસ્તુપુજન અને નવચંડીયજ્ઞ અંગેની ચર્ચાઓ કરતાં, તા. ૨૬મી જાન્યુ ૨૦૧૪નો દિવસ આ શુભકાર્ય માટે નક્કી થયો. સવારથી જ ૯ જોડકાં યજમાન પદે રહી નવચંડીયજ્ઞ સંપન્ન કર્યો. પૂ. દામુભાઈના હસ્તે જ આ ભવનનું વાસ્તુપૂજન થયું, આજના આ સમુહભોજનમાં લગભગ ૫૦૦ થી ૬૦૦ સમાજજનો હાજર રહ્યા. નાદુરસ્ત તબીયત છતાં પૂ. દામુભાઈ આ વિધીમાં હાજર રહેલા અને સૌ આપ્તજનોને રૂબરૂ મળી હાલહવાલ લીધેલા. આ દિવસે જ ટીમ દામુભાઈ દ્વારા આ ભવનનું નામાભિધાન "દામુભાઈ વિદ્યાર્થી ભવન" થયું.

કાળની ગતી ન્યારી છે. દિવસો ઉપર દિવસો વિતતા ગયાં અને તા. ૯-૨-૧૪ ના રોજ પૂ. દામુભાઈનું પરમાત્મામાં વિલિનીકરણ થયું (નિધન થયું) ટીમ દામુભાઈના સભ્યો હતપ્રત બની ગયાં, સમગ્ર નરોડા ગામે બંધ પાળ્યો. સૌ હિબકે ચડી ગયા. વિરાટ વ્યક્તિત્વની વિદાય આપવા સમાજજનો તેમજ ગ્રામ જનો ૩૦૦૦ ની સંખ્યામાં હાજર રહી, શાસ્ત્રોક્ત વૈદિક વિધીથી પૂ. દામુભાઈનો અગ્નિ સંસ્કાર સંપન્ન થયો. "એક વિરાટ વ્યક્તિત્વ પંચ મહાભૂતમાં ભળી ગયું" એક ચમકતો સીતારો ખરી ગયો......

તા. ૧૨ ફેબ્રુઆરી ૨૦૧૪ ના રોજ પૂ. દામુભાઈનું બેસણું (સાદડી) કચ્છ કડવા પટેલ સમાજવાડી નરોડામાં રાખવામાં આવ્યું. દુર-દુરથી માણસો અધિકારીઓ અને માનવ મહેરામણ અશ્રુભીની આંખે શ્રદ્ધાંજલી આપવા આવ્યા, લગભગ ૭૫૦૦ થી ૮૦૦૦ વ્યક્તિઓએ લાંબી લાંબી લાઈનોમાં ઉભા રહી વારો આવ્યે શ્રદ્ધાસુમન અર્પણ કર્યા પૂ. દામુભાઈની સ્મશાનયાત્રા અને તેમનું બેસણું "ન ભૂતો ન ભવિષ્યતિ" હતું.

પૂ. દામુભાઈના નિધનથી ટીમ દામુભાઈના સભ્યો અવાચક અને હતપ્રત બની ગયા. વારંવાર દામુભાઈ અમને કહેતા કે વ્યક્તિ વિશેષ નથી, કાર્ય વિશેષ છે. ફરી ટીમ દામુભાઈના સભ્યો સક્રિય બની ભારતભરનો પ્રવાસ કર્યો. મુંબઈ, ખારઘર, નાસિક, પૂના, તિરૂપર, ત્રિચીનાપલ્લી, સિન્ગોટા, નખત્રાણા, સા.કાં, મધ્યપ્રદેશ, કર્ણાટક, ગુજરાત વગેરે તમામ સ્થળોએથી સૌ એ પૂ. દામુભાઈના સમાજ ઉત્થાનના કાર્યમાં સહભાગી થયા. તાતી જરૂરીયાત મુજબનું જરૂરી ફંડ આવતું ગયું અને તા. ૧-૮-૨૦૧૪ના રોજ અમદાવાદ.મ્યુ.કોર્પોરેશન દ્વારા બીલ્ડીંગ યુઝ પરમીશન બાંધકામ કમ્પલીશન સર્ટીફિકેટ મળતાં જ આ ભવન વિદ્યાર્થીઓના નિવાસ માટે સમર્પિત થયું અને બીજાજ દિવસે ૩૨ વિદ્યાર્થીઓથી આ ભવનની શરૂઆત રહેવા માટે થઈ આજે ૯૫ વિદ્યાર્થીઓ નિવાસ કરી પોતાનું ઉજ્જવળ ભવિષ્ય બનાવી રહ્યાં છે.

સમગ્ર ભારતમાં પૂ. દામુભાઈ વિષે થયેલ અપ-પ્રચાર અને તેમને કરેલાં સમાજ ઉત્થાનનાં કાર્ય ને બદલે તેમના વિષે સમાજમાં ફેલાયેલ ગેર-સમજથી વ્યથિત થઈ, અમારા પરિવારે વ્યથા-કથાનો પત્ર રજી.એ.ડી. થી અ.ભા.ક.ક.પા. સમાજના ટોચના હોદ્દેદારોને લખેલ છે જે આ મુજબ છે.

**સૌ જ્ઞાતિજનોની જાણ માટે અત્રે પ્રસિદ્ધ કરેલ છે.**

**ખાનગી**

પ્રેષક :

શિવજીભાઈ દેવશીભાઈ ગોગારી
ડૉ. દલપતભાઈ દેવશીભાઈ ગોગારી
ગોવિંદભાઈ દેવશીભાઈ ગોગારી
રાજેશભાઈ દામુભાઈ ગોગારી
સમગ્ર ગોગારી પરિવાર
ઉમાપાર્ક સોસાયટી, આઈ.ટી.આઈ.રોડ,
નરોડા, અમદાવાદ - ૩૮૨૩૩૦.

તા. ૨૮-૦૫-૨૦૧૪

પ્રતિ,

પ્રમુખશ્રી ગંગારામ હિરાલાલ સાંખલા / મહામંત્રીશ્રી,
અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ,
રજી. નં. ૮૨૮, તા. ૦૬-૦૪-૧૯૬૫
પાટીદાર વિદ્યાર્થી ભવન,
નખત્રાણા, કચ્છ.

*વિષય :* *અમદાવાદ મધ્યે હોસ્ટેલ (છાત્રાલય) નિર્માણ અંગે સ્વ. દામુભાઈ દેવશીભાઈ ગોગારીને સમગ્ર સમાજમાં અપમાનિત કરી બદનામ કરવા બાબત.*

વડીલશ્રી / વડીલશ્રીઓ,

સવિનય જણાવવાનું કે અમારા પરિવારના આધારસ્તંભ સમા મુ. દામુભાઈનું નિધન તા. ૦૯-૦૨-૨૦૧૪ના રોજ થયેલ છે. તેથી અમારા

સમગ્ર પરિવારજનો ઉપર સામાજીક, કૌટુંબીક અને વ્યવહારીક જવાબદારીઓ આવેલ છે. સ્વર્ગસ્થનાં નિધન બાદ તેમના અંગત સાહિત્યો, વ્યવહારો તપાસતાં, અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સાથે થયેલ લેખીત વ્યવહારો, અંગતનોંધો અને અન્ય સાહિત્ય અમને પ્રાપ્ત થયેલ છે. તેની સમગ્ર વિગતો તપાસતાં ઉપરાંત તેઓની હયાતી દરમ્યાન કુટુંબમાં થતી અવારનવાર ચર્ચા ઉપરથી સ્વ. દામુભાઈ એ તેમના જીવનકાળ દરમ્યાન સમાજ સાથે કોઈપણ પ્રકારનો ગેરવહિવટ, ગેરવ્યવહાર કે અવિશ્વસનિય વર્તન કરેલ નથી. તેમ છતાં તા. ૨૫-૦૮-૨૦૧૦ની જનરલ સભામાં આપ સર્વે ઉચ્ચ-હોદ્દેદારોએ ભેગા મળી સ્વ. દામુભાઈને વચનબદ્ધ કરી, અમદાવાદ હોસ્ટેલ પ્રકરણે જનરલ સભામાં ગણતરીની વ્યક્તિઓ દ્વારા બે-ફામ કરેલ વાણીવિલાસ ન રોકીને કરવા દીધેલ, તેમજ અશોભનીય રીતે સ્વ. દામુભાઈને અપમાનીત થવા દિધેલ, તે સમગ્ર હોસ્ટેલ પ્રકરણે આપ દ્વારા યોગ્ય રજૂઆત ન કરીને દામુભાઈનું માનભંગ અને બદનામી થવા દિધેલ હતી. આ અંગે પ્રાપ્ત આધારપૂરાવા સાથે અમારી મુદ્દાસર રજૂઆત નીચે જણાવ્યા મુજબની છે.

(૧) તા. ૧૭-૦૮-૨૦૦૮ના દિવસે સમાજની નવી કારોબારીની નિયુક્તી માટે ગઠીત થયેલ સિલેક્શન કમીટી માં (૧) વાલજી શિવજી વાડીયા (૨) મનસુખ ધનજી વેલાણી (૩) દેવજી રામજી ભાવાણી (૪) રવિલાલ કેશરા રામજીયાણી અને (૭) દામુભાઈ દેવશીભાઈ ગોગારીની સર્વાનુમતે વરણી થઈ. ચર્ચા-વિચારણાના અંતે આ સિલેક્શન કમીટીએ નવી કારોબારીની નિયુક્તી જાહેર કરી. આ સમગ્ર પ્રકરણે સ્વ. દામુભાઈનું યોગદાન ખૂબજ સરાહનીય હતું.

(૨) આગામી વર્ષે આવતી સુવર્ણજયંતિ મહોત્સવના આયોજનમાં શ્રી ગંગારામ હિરાલાલ સાંખલાને આયોજન સમીતિના ચેરમેન તેમજ જયંતિભાઈ રામાણીને કન્વીનર બનાવવા માટે પણ સ્વ. દામુભાઈનું મહત્વનું પ્રદાન હતું.

(૩) અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની નવી વરાયેલ કારોબારીના સભ્યોની મીટીંગ તા. ૦૭-૧૧-૨૦૦૮ના રોજ નરોડા-વલાદ, "આધારશિલા સંકુલ"માં યોજાઈ હતી. આ સભામાં અમદાવાદ ઝોન પ્રમુખના હોદ્દાની રૂએ સ્વ. દામુભાઈએ અમદાવાદ ખાતે સમાજના વિદ્યાર્થીઓ માટે ઘણાં વર્ષોથી પેન્ડીંગ હોસ્ટેલ (છાત્રાલય) બનાવવાની દરખાસ્ત કરેલ. જે સભાએ સર્વાનુમતે સ્વીકારી મંજુર કરેલ હતી (અમો સૌ રૂબરૂ આ મીટીંગ માં હાજર હતા). આમ સ્વ. દામુભાઈએ સમાજ માટે સમાજવતીથી હોસ્ટેલ બનાવવાની જવાબદારી સ્વીકારેલ.

(૪) ત્યારબાદ સ્વ. દામુભાઈના અમદાવાદ-ઝોન પ્રમુખ પદ હેઠળ નવરંગપુરા અમદાવાદમાં "ઝાલાવાડી સઈ સુથાર સમાજ ટ્રસ્ટ" દ્વારા ચાલતા છાત્રાલયમાં આપણી સમાજના વિદ્યાર્થીઓને રહેવા-જમવાની વ્યવસ્થા સાથે ભાડાના મકાનમાં હોસ્ટેલ ચાલુ કરેલ. તે આપ સૌ જાણો જ છો.

(૫) આગામી વર્ષે આવતા સમાજના સુવર્ણજયંતી - મહોત્સવની ઉજવણી ભવ્યાતિભવ્ય રીતે થાય તે માટેની સમાજ સંગઠનની ઔપચારીક મીટીંગ તા. ૨૫-૦૬-૨૦૦૯ના રોજ સ્વ. દામુભાઈ તથા શ્રી વાલજીભાઈ કેશરા નાકરાણીના સક્રિય પ્રયત્નો થકી નરોડા સમાજવાડીમાં યોજાઈ. જેમાં અ.ભા.ક.ક.પા. સમાજના પ્રમુખશ્રી રામજી કરમશી નાકરાણી, ઉ.પ્રમુખશ્રી દેવજીભાઈ ભાવાણી, મંત્રીશ્રી નરસિંહભાઈ સાંખલા, ટ્રસ્ટીશ્રી વાલજીભાઈ વાડીયા, યુવકસંઘ પ્રમુખ જયંતિભાઈ રામાણી, સુવર્ણજયંતિ-મહોત્સવ આયોજન સમિતીના ચેરમેનશ્રી ગંગારામભાઈ સાંખલા (જેઓ હાલે અ.ભા.ક.ક.પા. સમાજના પ્રમુખ છે) ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાયના પ્રમુખશ્રી રવીલાલ કેશરા, શ્રી બી. કે. પટેલ (સી.એ.) શ્રી મણીલાલ મેઘજી પોકાર,

વસંતભાઈ - મોડાસા, છગનભાઈ આનંદપુરા, વિશ્રામ ખીમજી ભાવાણી તથા અનેક સમાજના અગ્રણીઓએ હાજર રહી સામાજીક અને ધાર્મિક પ્રકરણે ઉમદા વાતાવરણમાં વ્યાપક ચર્ચાઓ કરી. આવનારા સુવર્ણજયંતિ - મહોત્સવ ઉમંગે ઉજવવાનું નક્કી થયું.

(૬) અમદાવાદ-ઝોનના વહીવટવાળી અ.ભા.ક.ક.પા. સમાજની હોસ્ટેલ બનાવવા અંગે હાલનાં મંત્રીશ્રી નરસિંહભાઈ સાંખલા સાથે મળી જમીન ખરીદીના પ્રયત્નો કરેલ અને તે અંગે સમાજે તા. ૦૬-૦૮-૨૦૦૯ના ઠરાવ નં. ૮ થી જમીન ખરીદવાના તેમજ હોસ્ટેલ નિર્માણની સત્તાઓ આપવામાં આવેલ છે.

(૭) અમદાવાદના નવરંગપુરા વિસ્તારમાં આ હોસ્ટેલ (છાત્રાલય) બનાવવા ૭૨૦ ચો.વા. નો પ્લોટ જેના માલિકો એન.આર.આઈ. હતાં, તે ખરીદ કરવાનું નક્કી કરવામાં આવ્યું. જમીનનો દસ્તાવેજ તાત્કાલીક કરવો પડે તેમ હોઈ (જમીનમાલિકો પરત વિદેશ જવાના હોવાથી) વિચારણીય મુદ્દો ઉપસ્થિત થયો. કારણકે હોસ્ટેલ પ્રકરણે સમાજમાંથી ફંડ ફાળો ઉઘરાવતાં વખત જાય તેમ હતો. બહુ મનોમંથન બાદ, સમાજ ઉપર ભરોસો-વિશ્વાસ રાખી સ્વ. દામુભાઈ, શ્રી રામજી કરમશી પોકાર - ઓઢવ તથા મિત્રવર્તુળે જરૂરી મુડી ઉભી કરી. અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના નામે દસ્તાવેજ કરાવી લીધો. આમાં સ્વ. દામુભાઈ એ પોતાની અંગ મુડી ખર્ચી નાંખી સમાજહિત નું કાર્ય કર્યું. જેમાં તેમનો કોઈ વ્યક્તિગત સ્વાર્થ ન હતો તેમજ આ સમગ્ર કાર્યવાહીમાં સમાજનાં મંત્રીશ્રી નરસિંહભાઈ સાંખલા સાથે જ હતાં તેમજ કેન્દ્રીય સમાજના પ્રમુખ અને અન્ય હોદ્દેદારો આ સમગ્ર કાર્યવાહીથી વાકેફ હતાં.

(૮) અમદાવાદ હોસ્ટેલ નિર્માણ ફંડ માટેનો અ.ભા.ક.ક.પા. સમાજનો તા. ૦૨-૧૦-૨૦૦૯નાં રોજનો ઠરાવ મળતાં અમદાવાદ ઝોન દ્વારા

હોસ્ટેલ માટેનો ફંડ સમાજમાંથી ઉઘરાવવાના અપીલ લેટરો તૈયાર કર્યાં આ અપીલ લેટરોમાં પણ સ્પષ્ટતા હતી કે હોસ્ટેલ સંપુર્ણ બિનસાંપ્રદાયિક રીતે નિર્માણ પામશે. તેનું વિતરણ ગુજરાત ટીમ્બર મરચન્ટ ફેડરેશનનો આધાર લઈ ૩૫૦૦ લેટર પોસ્ટ કરવામાં આવ્યા. તેમજ સા.કાં. નો સર્વે કરતાં ૫૬૦ કંપાઓ પૈકી ઘણાખરા કંપાઓમાં અમદાવાદ ઝોનની મહિલાપાંખ દ્વારા ૬૫૦૦ લેટરો ઘરે-ઘરે ફરી રૂબરૂ સમાજજનોને આપવામાં આવ્યાં. આ બધી જ મહેનત વર્ષોથી પડતર અમદાવાદ ખાતે હોસ્ટેલ નિર્માણ કરવા માટે જ હતી.

(૯) આપણી સમાજના ગણ્યા-ગાંઠ્યા માણસો દ્વારા ધાર્મિક મુદ્દે ચળવળ શરૂ કરવામાં આવી તેના સમાચાર મળતા સમાજના ઉચ્ચ હોદ્દેદારો - પ્રમુખશ્રી સાથે ટેલીફોનીક વાતથી યોગ્ય ખુલાસો ન થતાં સ્વ. દામુભાઈએ રૂબરૂ મળવા આગ્રહ રાખ્યો. તેઓ એ તા. ૧૪-૦૩-૨૦૧૦ના રોજ માણસા મુકામે ઉત્તર ગુજરાત ઝોન ના ફંક્શનમાં રૂબરૂ મળવાનું કહ્યું. આ દિવસે (૧) શ્રી રામજી કરમશી નાકરાણી - પ્રમુખશ્રી (૨) ગંગારામ હિરાલાલ સાંખલા - ટ્રસ્ટીશ્રી (૩) દેવજી માવજી લીંબાણી (૪) નરસિંહ નારણ સાંખલા - મંત્રીશ્રી સાથે ધાર્મિક આસ્થા અંગે સમાજમાં ચાલી રહેલ શ્વેતપત્રની ગતિવિધી બાબતે વ્યાપક ચર્ચાઓ કરતાં ઉપસ્થિત હોદ્દેદારોએ કહ્યું કે ભૂતકાળમાં આવા વિવાદો, જ્યારે સામાજીક મોટા મેળવડા થાય છે ત્યારે આવે છે, પછી બધુ થાળે પડી જાય છે, તમે તમારૂ મિશન ચલાવો, વિવાદો અંગે ચિંતા ન કરશો આપણે અમદાવાદમાં હોસ્ટેલનું કાર્ય પૂર્ણ કરવાનું જ છે. સમાજ બિનસાંપ્રદાયિક રીતે અત્યાર સુધી ચાલેલ છે અને હવે પછી પણ ચાલશે.

(૧૦) આખરે તા. ૨૫-૩-૨૦૧૦ના રોજ ઓફિશીયલ શ્વેતપત્ર પ્રમુખશ્રી રામજી કરમશી નાકરાણીની સહી સાથેનું પ્રસિદ્ધ થઈ જ ગયું તો

બાર (૧૨) જ દિવસ પહેલાં સ્વ. દામુભાઈની માણસા ખાતેની મુલાકાતમાં ગેરમાર્ગે દોરવાનું તેઓનું શું પ્રયોજન હોઈ શકે ? આઘાત સાથે સ્વ. દામુભાઈએ ફરી રૂબરૂ મળવાનો સમય માંગ્યો. તા. ૨૯-૦૩-૨૦૧૦ના બપોરે ૨.૩૦ વાગ્યા નો સમય આપવામાં આવ્યો. (૧) સ્વ. દામુભાઈ (૨) શ્રી કરસનભાઈ (બાબુલાલ) પી. લીંબાણી - નખત્રાણા ઓફિસે સમાજના પ્રમુખશ્રી (૧) પ્રમુખશ્રી રામજી કરમશી નાકરાણી (૨) ટ્રસ્ટીશ્રી ગંગારામ હિરાલાલ સાંખલા (૩) મોહન શીવજી ધોળુ - મહામંત્રીશ્રી સાથે રૂબરૂમાં વ્યાપક ચર્ચા કરતાં સ્વ. દામુભાઈએ જણાવેલ કે તમો સૌ હોદ્દેદારો જેમ કહેતા ગયા, વિશ્વાસ અપાવતા ગયા તેમ હોસ્ટેલ પ્રકરણે હું અમદાવાદ ઝોન વતી આગળ વધતો ગયો. પણ તા. ૨૫-૦૩-૨૦૧૦ના શ્વેતપત્રના કારણે હું હવે આગળ વધી શકું તેમ નથી અને આ શ્વેતપત્ર મુદ્દે મને દાતાઓએ ફંડ ન આપવાની વાત કરી છે. એટલું જ નહીં આપેલ ફંડ પણ દાતાઓ પરત માંગી રહ્યા છે. તેથી તમો સૌ હોદ્દેદારો અમદાવાદ હોસ્ટેલ ની ખરીદેલ જમીનની રકમ જે ફક્ત મારી તથા શ્રી રામજી કરમશી પોકારની અંગત છે. તે મને ચુકવી દો અને તમો આ હોસ્ટેલ પ્રોજેક્ટ પુરો કરો. હું હવે આ પ્રકરણે સૈધ્ધાંતિક રીતે આગળ વધી શકું તેમ નથી (કારણ જ્યારે સમાજમાં રજુઆત કરેલ ત્યારે સમાજબધો એકજ હતો કોઈ ધાર્મિક વિવાદ ન હતો. તમો સૌ એ આ વિવાદ ઉભો કરી દીધો છે, તેથી આ કામ હું નહી કરી શકું). આખરે લંબાણ પૂર્વકની ચર્ચા પછી જમીન વેચીને સ્વ. દામુભાઈએ રોકેલી રકમ વસૂલ કરી લેવી. તેવી વાત ફાઈનલ થતાં લેખીત ઠરાવ તા. ૨૫-૦૩-૨૦૧૦ (શ્વેતપત્રના દિવસેજ) કરી આપવામાં આવ્યો.

(૧૧) નખત્રાણાથી પાછા ફરતાં મનોમંથન કરતા સમાજની આવનાર ભાવિ પેઢી અને સમાજનાં હિત માટે શું કરવું ? સ્વ. દામુભાઈના

અંગત સંબંધ ધરાવૈતા સમાજના હિતચિંતકો, વડીલોની સલાહ-સુચનથી નક્કી કર્યું કે આ જમીન ઉપર સમાજના વિદ્યાર્થીઓ માટે "વિદ્યાર્થીભવન" જ નિર્માણ થવું જોઈએ. સમાજના વિકાસ માટે ધાર્મિક આસ્થાઓને વચ્ચે ન લાવતાં ભાવિ પેઢીના હિત માટે અને સમાજ એકતા અને વિકાસ માટે એક સ્વતંત્ર ટ્રસ્ટનું નિર્માણ કરવું, ગહન શોચ, સમાજ પ્રત્યેનું ઋણ અને આવનાર પેઢી માટેનું ઉત્તરદાયિત્વ, આપણી ફરજો અને જવાબદારીઓ નિભાવવા નિર્માણ પામ્યું "સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશન" જે સંપૂર્ણ રીતે બીન-સાંપ્રદાયીક રહે તેવી જોગવાઈ - સિદ્ધાંતો સાથે સ્થાપના કરવામાં આવી. કાયદેસરતા માટે સમાજ કરી આપેલ લેખીત આધારો લઈ આ જમીન નવનિર્મિત ટ્રસ્ટ "સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશન"માં ટ્રાન્સફર કરવામાં આવી. આ સમગ્ર પ્રક્રિયા કરવામાં પોતાનો અંગત સ્વાર્થ ક્યાંય ન હતો.

(૧૨) સમાજમાં ધાર્મિક વિવાદ અકલ્પનિય બનતાં સ્વ. દામુભાઈ અમદાવાદ ઝોન પ્રમુખના હોદ્દાનીરૂએ ગુજરાતના સાત ઝોનનાં કાર્યકર્તાઓની એક મીટીંગનું આયોજન - વિન્ટેજ વિલે, એસ.પી.રીંગ રોડ, અમદાવાદ ખાતે તા. ૩૧-૦૭-૨૦૧૦ના રોજ કરવામાં આવ્યું. આ મિટીંગમાં અ.ભા.ક.ક.પા. સમાજ નખત્રાણાના ઉચ્ચ હોદ્દેદારો દ્વારા શ્વેતપત્ર બહાર પાડી સમાજને વેર-વિખેર કરવાની સાજીસની ગંભીર આલોચના કરવામાં આવી. આપણા ગૌરવશાળી સમાજને તુટતો બચાવવા અંગે ગહન ચર્ચાઓ થઈ, અને શ્વેતપત્ર અમલ કરતાં પહેલા દરેક સમાજજનોની લાગણી સમજવી ખૂબ જ જરૂરી છે.

(૧૩) આગામી ઓગસ્ટ માસમાં અ.ભા.ક.ક.પા. સમાજની જનરલ મીટીંગ આવતી હતી, તેમાં સ્વ. દામુભાઈ આ અંગેની માહિતી આપવાના હતા. તા. ૨૫-૦૮-૨૦૧૦ના નખત્રાણા મુકામે મળેલ જનરલ

મીટીંગમાં સ્વ. દામુભાઈ અમદાવાદ હોસ્ટેલ પ્રકરણે સંપૂર્ણ માહિતી વિગતો સાથે આપવાના મનસુબાથી તેમની ઘટક સમાજોના કાર્યકરોની ટીમ સાથે ત્યાં પહોંચ્યા. આ વખતે સમાજનાં ટોચનાં હોદેદારો પ્રમુખશ્રી, ટ્રસ્ટીશ્રી અને મંત્રીશ્રી તથા અન્ય મહાનુભાવોએ અમદાવાદ હોસ્ટેલ જમીન પ્રકરણે સ્વ. દામુભાઈને સમાજની ઓફિસમાં બોલાવી સુચના આપી "વચનબદ્ધ" કર્યા કે આ પ્રકરણે જનરલ સભામાંથી કોઈપણ ચર્ચા આવે, પ્રશ્નો આવે, તો તેનો ખૂલાસો દામુભાઈએ કરવાનો નથી. શ્રી ગંગારામભાઈ આ બધા જ ખૂલાસા, જવાબો આપશે કારણ તેઓ સમગ્ર ગતિવિધી થી સંપૂર્ણ પણે વાકેફ જ છે. આમ સ્વ. દામુભાઈ વિશ્વાસથી વચને બંધાણા. આ જ જનરલ સભામાં પ્રમુખશ્રી રામજીભાઈ કરમશીભાઈ નાકરાણીએ સૌને જણાવ્યું કે અમદાવાદ હોસ્ટેલ જમીન પ્રકરણે સમાજે એક પણ રૂપીયો ખર્ચેલ નથી. સમગ્ર મૂડી સ્વ. દામુભાઈ અને તેમના અંગત મિત્ર વર્તુળની છે. પણ આ વાતની નોંધ લીધા વિના આ સભામાં ગણ્યાં-ગાંઠ્યા અમુકજ ટોળીના માણસો દ્વારા સમાજનાં કારોબારી સભ્યો, વડીલશ્રીઓ અને સ્વ. દામુભાઈ માટે અશોભનિય, અપમાનિત અને માનભંગ થાય તેવા શબ્દો, કટકી કરી, ચિટીંગ કર્યું, બળાત્કાર જેવો ગુનો કર્યો વગેરે વાપરી ભયંકર અપમાન કરી બદનામી કરી સ્વ. દામુભાઈ આ બધાનો જડબાતોડ જવાબ આપી શકે તેમ હતા, છતાં તે વચનબદ્ધ હતા તેથી જ તેઓ કડવો ઘુંટડો પી ગયા. સમાજના સન્માનીય વડીલો જે મંચ છોડી ગયેલા તેમને મંચસ્થ કરવા માટે, તેમનું માન સાચવવા માટે જાહેરમાં તેમને આગ્રહ કરી ફરી મંચસ્થ કર્યા, સાથે રણટંકાર કર્યો કે અમદાવાદ હોસ્ટેલ જમીન પ્રકરણે કોઈ ગાલમેલ સાબીત થાય તો હું આજીવન ક્ષેત્ર સંન્યાસ લઈ લઈશ અને વિરોધી ટોળીના સભ્યોને આહ્‌વાન આપ્યું કે તમારાથી થાય તે કાયદેસરની કાર્યવાહી કરવા

તમે સૌ સ્વતંત્ર છો. આમ સ્વ. દામુભાઈ જેવા નિષ્ઠાવાન સામાજીક કાર્યકરની કારકિર્દી ખતમ કરી નાંખવાનું સુયોજીત કાવતરૂ હોવાની પુરી દહેશત લાગે છે (આ વિગતની ખરાઈ માટે આ સમગ્ર ઘટનાક્રમમાં ઉપસ્થિત સમાજના વરિષ્ઠ નાગરિકો તેમજ હોદ્દેદારો સાથે અમારે આ અંગે રૂબરૂ ખુલાસા અને વાતો થયેલ છે). તા. ૨૫-૦૮-૨૦૧૦ની જનરલ સભામાં નક્કી થયું કે અમદાવાદ જમીન પ્રકરણે સ્વ. દામુભાઈએ ખર્ચેલ મૂડી તેમને આપી દેવી અને આ અંગેની ઉચ્ચ હોદ્દેદારોની કમીટીનું ગઠન કરવું.

(૧૪) આ ગઠીત થયેલ ઉચ્ચ હોદ્દેદારોની કમીટીમાં (૧) રામજી કરમશી નાકરાણી - પ્રમુખશ્રી (૨) ગંગારામ હિરાલાલ સાંખલા-ટ્રસ્ટીશ્રી (૩) મનસુખ વસરામ રૂડાણી - ઉ.પ્રમુખશ્રી (૪) દેવજી રામજી ભાવાણી - ઉ.પ્રમુંખશ્રી (૫) મોહન શિવજી ધોળુ - મહામંત્રીશ્રી (૬) લાલજી શિવજી ભાવાણી (૭) નરસિંહ નારણ સાંખલા-મંત્રીશ્રી (૮) કરસન પી. લીંબાણી (બાબુભાઈ) (૯) દામુભાઈ દેવશીભાઈ ગોગારી (૧૦) હરીભાઈ પરબત ગોગારી (૧૧) રામજી કરમશી પોકાર (૧૨) નાનજી હંસરાજ છાભૈયાની નિયુક્તી થઈ. તેઓ સર્વે અમદાવાદ ખાતે લેવાયેલ હોસ્ટેલની જમીનના હિસાબો જોવા અને તે જમીનની કુલ ખર્ચાયેલ રકમ શ્રી દામુભાઈ તથા શ્રી રામજી કરમશી પોકાર ને ચુકવવા આવેલ, આ મીટીંગ શ્રી મનસુખભાઈ રૂડાણીના નિવાસસ્થાન, નંદનબાગ સોસાયટી, નરોડા, તા. ૦૪-૦૯-૨૦૧૦ના રોજ મળેલ, તેમાં નક્કી થયેલ રકમ (જે દામુભાઈને ચુકવવાની હતી) તે રકમનું લેખિત કરારનામું ઉપરોક્ત હોદ્દેદારોની સહી (મત્તા) થી કરવામાં આવેલ તેમ છતાં તે રકમ દામુભાઈને ચુકવવામાં આવેલ નહીં.

(૧૫) અ.ભા.ક.ક.પા. સમાજના ઉચ્ચ હોદ્દેદારોની ગઠીત કમીટીએ સ્વ. દામુભાઈને પૈસા પરત ચુકવણી માટે કરેલા લેખીત કરાર મુજબ નક્કી

કરેલ રકમનો પ્રથમ હપ્તો તા. ૩૦-૧૦-૨૦૧૦ પહેલાં ચુકવવાનો હતો. તે નક્કી થયા મુજબ ન ચુકવાતાં તા. ૧૯-૦૧-૨૦૧૧ના રોજ સ્વ. દામુભાઈએ કરારમાં સહી કરવા વાળા સૌ સભ્યોને ઉઘરાણી માટે પત્ર લખ્યો કે નક્કી કરેલ રકમ મને કેમ ચુકવાઈ નથી ? સત્વરે ચુકવવા માટે જોગવાઈ કરવામાં આવે. આના જવાબ રૂપે અ.ભા.ક.ક.પા. સમાજ દ્વારા તા. ૦૨-૦૩-૨૦૧૧ ના રોજ એક ઠરાવ કરી મોકલવામાં આવ્યો જેમાં ઠરાવ્યા પ્રમાણે સમસ્ત ક.ક.પા. ફાઉન્ડેશનમાં કાયદેસર તબદીલ કરેલ જમીનની કાર્યવાહીને સમગ્ર સમાજવતી અનુમોદન આપવામાં આવ્યું.

(૧૬) સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશનનાં આગેવાનો થકી સમગ્ર સમાજના થીંક ટેંન્ક જેવા અગ્રણીય વડીલો ડોકટરો, વકીલો, ચાર્ટડ-એકાઉન્ટ્સ, પ્રોફેસરો, ટીચરો, બીલ્ડર્સ અને રાજકીય આગેવાનો, તેમજ પત્રકારો અને અન્ય સમાજ-સેવકો એવા બસ્સોથી ઉપરાંત ભાઈઓ-બહેનોની એક ચિંતન બેઠક સમાજમાં ઉદ્દભવેલી આ વિકટ પરિસ્થિતીને ધ્યાને રાખી ચર્ચા-વિચારણાં કરવા માટે અંજલી હોટલ, ને.હા.નં-૮, ચિલોડા-ગાંધીનગર ખાતે તા. ૦૭-૦૧-૨૦૧૧ને શુક્રવારના રોજ યોજવામાં આવી, આ સભામાં પ્રેમજીભાઈ અખૈરામ-ધનસુરા, હંસરાજભાઈ વાલજીભાઈ-મગોડીલાટ, આર.કે.પટેલ-વકીલ, રેખાબેન-અમદાવાદ, પરષોત્તમભાઈ-નવસારી, મણિલાલ દેવજીભાઈ-ધારાસભ્ય તથા છબીલભાઈ પટેલ - ધારાસભ્ય, કનુભાઈ પટેલ - મોડાસા, શાંતીભાઈ ધનજીભાઈ - મુંબઈ, રતીભાઈ ગોરાણી - અંજાર, વિઠ્ઠલભાઈ હરજીભાઈ - મોડાસા, કાંતીલાલ માવજી - ખારગર, જેઠાભાઈ સાહેબ - ખેડબ્રહ્મા, રમેશભાઈ રામાણી - ત્રીચીના પલ્લી, ભરતભાઈ - નવસારી, અશોકભાઈ - હીંમતનગર,

મનજીભાઈ - મદ્રાસ, બાબુભાઈ - અંગીયા, મણીભાઈ સી.એ. - હિંમતનગર, અબજીભાઈ ધોળુ - ગાંધીનગર વગેરે અગ્રણીઓ ઉપસ્થિત રહ્યાં અને અમદાવાદમાં બની રહેલ હોસ્ટેલ પ્રકરણે અ.ભા.ક.ક.પા. સમાજના ઉચ્ચ હોદ્દેદારોના વલણ અંગે ગંભીર ચર્ચાઓ કરવામાં આવી અને હોસ્ટેલ બનાવવા બાબતે પ્રતિબદ્ધતા જાહેર કરાઈ.

(૧૭) આ સમય દરમ્યાન સ્વ. દામુભાઈ વિરૂદ્ધ અસંખ્ય ન સહિ શકાય તેવા નકારાત્મ અહેવાલો, ઈ-મેલ વગેરે સમાજમાં પ્રસિદ્ધ થતાં રહ્યાં અને આ બાબતે આપ હોદ્દેદારોએ કોઈ પણ જગ્યાએ તેને રોકવાનો પ્રયત્ન ન કરીને આપ સૌ ને છુપુ અનુમોદન આપી રહ્યા હતાં તેવું ફલીત થાય છે.

આમ અમદાવાદ હોસ્ટેલ પ્રકરણે સમાજના કહેવાતા હિતેચ્છુઓ ખુરશીના પદના મોહવાળા હોદ્દેદારો એ અમારા સ્વ. દામુભાઈ સાથે અઘટીત, અમાનવીય અને અપમાનિત કરવાના વ્યવહારો કરેલ છે. અને તેમને સતત માનસીક તનાવમાં રહે તેવું વર્તન અને હોસ્ટેલ પ્રકરણે મૌન સેવીને સ્વ. દામુભાઈ સતત માનસીક યાતનાઓ ભોગવે તેવું કૃત્ય કરેલ છે.

**અ.ભા.ક.ક.પા. સમાજના છેલ્લા ૫૦ (પચ્ચાસ) વર્ષના ઈતિહાસમાં** નથી બન્યું તેવું સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશન સંચાલીત "દામુભાઈ વિદ્યાર્થી ભવન" નવરંગપુરા અમદાવાદ ખાતે સુવર્ણ કળશ ની જેમ સમાજમાં જગમગી રહ્યું છે. પણ આ સમગ્ર ઘટનાક્રમ બન્યો તેમાં અમે એમ માનીએ છીએ કે અમારા આધારસ્તંભ સમા સ્વ. દામુભાઈનું બલીદાન લેવાયું છે. સ્વ. દામુભાઈએ સ્થાનિક નરોડા સમાજ તથા શૈક્ષણિક, સામાજીક અને સહકારી ક્ષેત્રે જુદી-જુદી સંસ્થાઓ મારફતે સમાજની કેટલી સેવાઓ કરેલ છે તે સમગ્ર સમાજને વિદિત છે અને સ્વ. દામુભાઈની વિવિધ સેવાકીય પ્રવૃત્તિઓ કરવામાં

ક્યારેય પોતાનો વ્યક્તિગત સ્વાર્થ સાધેલ નથી તે આપસૌની જાણમાં જ છે છતાં પણ ઉપર જણાવ્યાં મુજબ અમદાવાદ હોસ્ટેલ પ્રકરણે સ્વ. દામુભાઈ સામે કરવામાં આવેલ અપપ્રચાર બાબતે સાચી હકીકત જાહેર કરવી તે આપણાં સૌની ફરજ છે અને તેજ સ્વ. દામુભાઈને સાચી શ્રદ્ધાંજલી છે. મુ. સ્વ. દામુભાઈની નિધનથી અમારા પરિવારનું સર્વસ્વ લૂંટાઈ ગયું.

છતાં અમો સૌ પરિવારજનો સમાજને નત્‌મસ્તક રજુઆત કરીયે છીએ કે "દામુભાઈ વિદ્યાર્થી ભવન" ના નિર્માણમાં સ્વ. દામુભાઈ થકી સમાજને કોઈપણ પ્રકારનું આર્થિક નુકશાન થયું હોય તો અમો તે સ્વીકારવા તૈયાર છીએ. સાથે સાથે વિનંતી કરીએ છીએ કે સ્વ. દામુભાઈના પ્રયત્નો થકી નિર્માણ પામેલ આ હોસ્ટેલ (છાત્રાલય) સમાજના વિદ્યાર્થીઓ માટે તેમજ આરોગ્યલક્ષી, સમાજજનોને ઉપયોગી છે. તો અમારા સ્વ. દામુભાઈ માટે સમાજમાં ફેલાયેલી ગેરસમજણ દુર કરવા તેમને નિર્દોષ જાહેર કરવા જોઈએ. તેવી અમારી વિનંતી અને આગ્રહ છે.

આ સમગ્ર પ્રકરણે અમારી પાસે યોગ્ય દસ્તાવેજી પુરાવાઓ ઉપલબ્ધ છે, તા.ક. આ પત્રનો જવાબ પત્ર મળેથી દિન દસ (૧૦) માં આપશો એવા આગ્રહ સાથે.

લી. આપના વિશ્વાસુ

(શિવજીભાઈ દેવશીભાઈ ગોગારી)

(ડૉ. દલપતભાઈ દેવશીભાઈ ગોગારી)

(ગોવિંદભાઈ દેવશીભાઈ ગોગારી)

(રાજેશભાઈ દામુભાઈ ગોગારી)
તેમજ સમગ્ર પરિવારજનો

નકલ રવાના :
રામજીભાઈ કરમશીભાઈ નાકરાણી
મોહનભાઈ શીવજીભાઈ ધોળુ
વાલજીભાઈ શીવજીભાઈ વાડીયા
મનસુખભાઈ ધનજીભાઈ વેલાણી
દેવજીભાઈ રામજીભાઈ ભાવાણી
રવિલાલ કેશરાભાઈ રામજીયાણી
નરસિંહભાઈનારણભાઈ સાંખલા
વાલજીભાઈ કેશરાભાઈ નાકરાણી
મનસુખભાઈ વિશ્રામભાઈ રૂડાણી
લાલજીભાઈ શિવજીભાઈ ભાવાણી
કરશનભાઈ (બાબુલાલ) પી. લીંબાણી
હરીભાઈ પરબતભાઈ ગોગારી
નાનજીભાઈ હંસરાજભાઈ છાભૈયા

ત્રણ માસનો સમયગાળો વિતવા છતાં અમારા પત્રનો પ્રત્યુત્તર અ.ભા.ક.ક.પા. સમાજના હોદ્દેદારો તરફથી ન મળતાં ભારતભરના આપણા સમાજના ૨૯ ઝોનનાં ઝોન પ્રતિનિધિઓને કવરીંગ લેટર સાથે આ પત્રની નકલ રવાના કરવામાં આવી.....!

જવાબરૂપે પશ્ચિમ બંગાળના તારકેશ્વર સમાજ-કલકત્તા થી અમારા પરીવારને આશ્વાસન પત્ર પાઠવવામાં આવ્યો. પણ અગમ્ય કારણોસર કોઈપણ ઝોનમાંથી કોઈ પ્રત્યુત્તર પ્રાપ્ત થયેલ નથી.

છેલ્લે તા. ૨૫-૧૧-૨૦૧૪ ના રોજ અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના વર્તમાન અને હાલમાં પ્રમુખશ્રી ગંગારામ હિરાલાલ સાંખલાને રજી. એડી થી આ પત્ર લખેલ છે.

ગોવિંદભાઈ દેવશીભાઈ ગોગારી

ઉમાપાર્ક સોસાયટી, આઈ.ટી.આઈ.

રોડ,

નરોડા, અમદાવાદ.

તા. ૨૫-૧૧-૨૦૧૪

પ્રતિશ્રી,

પ્રમુખશ્રી ગંગારામ હિરાલાલ સાંખાલ / મહામંત્રીશ્રી

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ (રજી)

પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ.

અનુસંધાન :- આપશ્રીને લખેલ તા. ૨૮-૦૫-૨૦૧૪ ના અમારા પત્ર અંગે

નમસ્કાર,

સવિનય જણાવવાનું કે અમોએ આપશ્રીને તા. ૨૮-૦૫-૨૦૧૪ના લખેલ રજી. પત્ર ની જાણ છે જ. - વધુમાં આજ પત્રની નકલો આપણા (અ.ભા.ક.ક.પા. સમાજ) ના બધા જ ઝોન ના પ્રમુખ-મંત્રિશ્રીઓ તેમજ સમાજના પ્રતિષ્ઠિત નાગરીકોને પોસ્ટથી મોકલાવેલ છે. આપશ્રી આપણી ગૌરવશાળી

અ.ભા.ક.ક. પાટીદાર સમાજ ના પ્રમુખપદે / મંત્રીપદે છો. સમાજના નિતી-નિયમો મુજબ ૧૯મી કલમ દર્શાવે છે કે કોઈપણ સામાજીક ખુલાસા માટે કોર્ટનું શરણ ન લેવું. અમો આ કલમનો પુરો આદર કરીએ છીએ, પરંતુ અમારા પુ. દામુભાઈ માટે સમાજમાં થયેલ અપ-પ્રચાર અંગેની (જ્યારે પુ. દામુભાઈ હવે અમારી સાથે નથી) અમારા પરીવારની વ્યથા કથા, આપશ્રી તેમજ ભારતભરના ઝોનોમાં લેખિત રજુઆત કર્યા બાદ અને છ (૬) માસનો સમયગાળો વિતવા છતાં આપના તરફથી કોઈપણ પ્રત્યુતર ન મળે તો અમારે શું કરવું જોઈએ ? તેનું માર્ગદર્શન આપશો. અગર આ અંગે ખુલાસો કરશો એવી અપેક્ષા.....

અમારે તો સમાજ તરફથી એટલું જ જાણવું છે કે પુ. દામુભાઈના પ્રયત્નો થકી અમદાવાદમાં ઉચ્ચ અભ્યાસ કરતાં સમાજના વિદ્યાર્થીઓ તેમજ આરોગ્ય વિષયક અમદાવાદ આવતાં સમાજજનો ને સુવિધા પુરી પાડવાના આશયથી બનાવેલ "દામુભાઈ વિદ્યાર્થીભવન" થકી સમાજનું કયા પ્રકારનું નુકશાન થયેલ છે ?

આપના પ્રત્યુત્તરની અપેક્ષા સહ,

ગોવિંદભાઈ ડી. પટેલ

હાલના સંજોગોમાં આપણા સમગ્ર સમાજને શિક્ષણ અને આરોગ્યના માધ્યમથી જોડતી સંસ્થા "સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશન" અમદાવાદ છે. આવો, સૌ સાથે મળી ભવ્ય ભૂતકાળ ધરાવતાં આપણાં ગૌરવશાળી સુસંસ્કૃત સમાજને એકતા અને વિકાસના પંથે આગળ ધપાવવા કટીબધ્ધ થઈએ.....!

• સંકલન •

ગોવિંદભાઈ ડી. પટેલ

૨, ઉમાપાર્ક સોસાયટી,

આઈ.ટી.આઈ. રોડ, નરોડા, અમદાવાદ.




ગુજરાત गुजरात GUJARAT M 240562

<u>સમજુતી</u>

મોજે અમદાવાદ મુકામે સુચિત હોસ્ટેલની જમીન ખરીદી તથા તેના ઉપર નિર્માણ થનાર હોસ્ટેલ બાંધકામ અંગેની સમજુતી.

એક તરફવાળા :- શ્રી અખિલભારતીય ક.ક.પાટીદાર સમાજ,
મું.નખત્રાણા, તા.નખત્રાણા, જી. કચ્છ. વતી તેના અધિકૃત ટ્રસ્ટીઓ, હોદેદારો વગેરે

બીજા તરફવાળા : (સુચિત) સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશન, અમદાવાદ વતી અને તરફથી સહી કરનાર પ્રમોટર ટ્રસ્ટીઓ
(૧) રામજીભાઈ કરમશીભાઈ પટેલ
(૨) દામુભાઈ દેવશીભાઈ પટેલ
(૩) હરીભાઈ પરબતભાઈ પટેલ
"ઉમા સાગર" ૧૦, અમૃતપાર્ક, વિશ્વકુંજ ચાર રસ્તા પાસે, પાલડી,અમદાવાદ.

ઉપરોક્ત એક તરફવાળાઓ સાર્વજનિક ટ્રસ્ટ ના કાયદા હેઠળ નોંધાયેલ ટ્રસ્ટ છે. જેનો નોંધણી નંબર એ-૮૨૮-કચ્છ, તા.૦૬-૦૪-૧૯૬૫ છે.

બીજી તરફવાળાઓ કચ્છકડવા પાટીદાર સમાજના વિદ્યાર્થીઓ માટે શૈક્ષણિક અને અન્ય હેતુઓ પાર પાડવા માટે સંસ્થા ઉભી કરવાનો ધ્યેય ધરાવે છે અને તેમણે આ હેતુઓ માટે સુચીત સંસ્થા "સમસ્ત કચ્છકડવા પાટીદાર ફાઉન્ડેશન " નામે આ હેતુ માટે ટ્રસ્ટ ઉભું કરવાનું આયોજન કરેલ છે.

ઉપરોક્ત બીજી તરફવાળાઓ હાલ નોંધાયેલ સંસ્થા નથી તેમજ અમદાવાદ ખાતે હોસ્ટેલ બાબત નો આ પ્રોજેક્ટ આગળ વધારવા માટે એક તરફવાળાઓની નોંધાયેલ સંસ્થાકીય માળખાની જરૂરીયાત છે. તેમની આ વિનંતીને માન્ય રાખી એક તરફવાળાઓ તેમની સંસ્થાનું નામ આપી એક અલગ બેંક ખાતું ખોલવાની અને તેમાં આ હોસ્ટેલની જમીન ખરીદી અને નિર્માણ બાબતે વ્યવહારો કરવાની સંમતિ આપેલ છે. અને તે મુજબ આ હેતુ માટે એક તરફવાળાઓના નામે ખાતુ ખોલાવી શકશે અને તેમાં આ હેતુ માટે વ્યવહારો કરી શકશે, એવું પરસ્પર સમજુતીથી નક્કી કરવામાં આવેલ છે કે બેંક ખાતામાં જમીન ખરીદ બાબતે કે અન્ય કોઈ હોસ્ટેલ બાબતના વ્યવહારો, દેવાં-લેણાં અંગે એક તરફવાળાઓ જવાબદાર રહેશે નહી આ મિલ્કત કે તેના અનુસંધાનમાં એકતરફવાળાઓને નામે કરવામાં આવેલ વ્યવહારોની જવાબદારી માત્ર બીજી તરફવાળાઓની રહેશે તેવું બીજી તરફવાળા કબુલ રાખે છે. અને તે બાબતની સંમતિ બીજી તરફવાળાઓએ એક તરફવાળાઓની તરફેણમાં આ લખાણ થી આપેલ છે.

શ્રી અ.ભા.ક.ક.પાટીદાર સમાજ અને (સુચિત) સમસ્ત કચ્છ કડવા પાટીદાર ફાઉન્ડેશન, અમદાવાદનો શિક્ષણ અંગે સમાન ઉદેશ હોવાથી આવી સમજુતીનો કરાર કરવામાં આવે છે.

આ સમજુતીના લખાણ પ્રમાણે એવુ પણ નક્કી થયેલ છે કે એક તરફવાળાઓએ હોસ્ટેલની જમીન અને તેમાં થનાર ભવન નિર્માણ અંગેની નાણાંકીય વ્યવહારો કરવા માટે બેંકમાં ખાતુ એક તરફવાળાના નામે ખોલી તેમાં વ્યવહારો કરવાની સંમતિ આપેલ છે. પરંતુ એવી પણ ખાત્રી આપેલ છે કે આ ખાતા મારફતે થયેલા વ્યવહારો અને તેમાંથી ઉદભવનાર મિલ્કતો અંગે કોઈપણ પ્રકારની માલિકી કે હકકદાવો કે હિત એકતરફવાળાઓનું ઉભું થશે નહિ અને તે તમામ હિતો, મિલ્કતો દેવાં - લેણાં અંગેના અધીકારો માત્ર બીજી તરફવાળાના જ રહેશે.

આ સમજુતી પ્રમાણે એક તરફવાળાઓને નામે જે કોઈ મિલ્કત ઉભી થાય તો તેવી તમામ મિલ્કતો બીજી તરફવાળાઓના નામે તે સંસ્થાની નોંધણી થયા બાદ તેઓ કહે તે નામે અથવા તેમના પોતાના નામે અલગ લખાણ દસ્તાવેજ કે પુરક/સુધારણા દસ્તાવેજથી બીજી તરફવાળાઓની તરફેણમાં જ્યારે અને જેવી જરૂરીયાત પડે તે પ્રમાણે લખાણ / બાંહેધારીઓ કરી આપવાનું આ સમજુતીથી સ્વીકારે છે.

આ સમજુતીથી એવું સ્પષ્ટ કરવામાં આવે છે કે એક તરફવાળાઓએ બીજી તરફવાળાઓને તેમના મુળ આશયને ધ્યાને રાખી એક તરફવાળાઓના નામે ખાતું ખોલી વ્યવહારો કરવાની સંમતિ આપેલ છે પરંતુ તે વ્યવહારો અંગે ઉભી થતી મિલ્કતો કે જવાબદારીઓ માત્ર બીજી તરફવાળાની જ ગણાશે અને તે મુજબ ખોલવામાં આવેલ ખાતાના વ્યવહારો કે અન્ય વ્યવહારો બીજી તરફવાળાના જ ગણવાના છે આવા વ્યવહારોની હાલના તેમજ ભવિષ્યમાં લાગુ પડતા નીતિનિયમો કે કાયદા અનુસાર જે કોઈ જવાબદારીઓ ઉભી થાય તે તમામ જવાબદારીઓ બીજી તરફવાળાની રહેશે અને એક તરફવાળાઓએ તે વ્યવહારો ને ધ્યાને લેવાના નથી અને તે અંગેની સઘળી જવાબદારી બીજી તરફવાળાની રહેશે તેવું નક્કી કરવામાં આવેલ છે.

આ લખાણ બંને તરફવાળાઓ એ બરાબર વાંચી વિચારી કોઈ પણ જાતના દબાણ વગર સભાન અવસ્થામાં સાક્ષીઓ રૂબરૂ સહી મત્તા કરેલ છે.

આજ રોજ તારીખ દહી માહે ઓગસ્ટ સને ૨૦૦૯ ના રોજ શહેર નખત્રાણા મધ્યે કરેલ છે.

અત્રે મુ. અત્રે શાખ

૧. એક તરફવાળા [illegible]

૨. બીજી તરફવાળા [illegible]

સંભાળજો..... હું ચાલ્યો,
અગમની વાટે.....

દુનિયાનું સૌથી મોટું જો કોઈ સન્માન હોય તો તે છે
“આત્મ-સન્માન”, અને
આ સન્માન તેને જ પ્રાપ્ત છે,
જે કદી પોતાના સિધ્ધાંતો સાથે ક્યારેય બાંધછોડ કરતો નથી.....



